ન જાણ્યું
મૂરતીજને
સવારે
શું થવાનું છે'

# રેલવાના રણશૂરાઓ

લેખક સંપાદક
શાંતિભાઈ દામકાન્ત

ઊંડા અંધારેથી
જલ
નીકળતું
ઘોર પગલે...

: શ્રી જયંત પાઠક :

અમારા પ્રયાગોને
પાંખો મળી
તો ઊડીશું
જિન્દગીના ગગનમાં.

: શ્રી ગની દહીંવાળા :

અખંડ ચરણો ફરે વિનાશક, કોઈક અગોચર કરથી !

: શ્રી કરસનદાસ માણેક :

ઝળાંહળુંહાર ફરક્યો !
આભ તૂટયાં ને
ઊગ્યાં ધરતીએ.
મ હાથા મઝપહેરા ચોપર,
ઝળાંહળુંહાર ફરક્યો !

: અંધકવિ હંસરાજ :

સન અડસઠ ને ઓગષ્ટ માસની છઠ્ઠી,
બગડી સારી વાડી, સુખી ગુજરાતની,
કુદરત આગળ બાપડું છે વિજ્ઞાન,
એનું પાકું ભાન, થયું સૌ કોઈને.

: શ્રી ઈશ્વરલાલ ઈ. દેસાઈ :

રેલનું રૂપ લૈ સુરતમાં કયામત આવી.

: મનહરલાલ ચોકસી :

## રંગીલું સૂરત

સૂરત સોનાની મૂરત કહેનારો કવિ આજે એની સૂરત જોવા આપણી વચ્ચે નથી. પણ બીજા કવિઓ છે. પૂરની સાથે એમના હૃદયમાં કાવ્યનું પૂર આવશે. સૂરતે હજુ થોડા વરસ પહેલાં જ પૂર જોયું હતું. સદાનું રંગીલું સૂરત આંસુ પાડીને બેસી તો નહીં રહે

—લોકસત્તા



અરે, અરેરે...અરેરે...નર્મદા છલકાઈ, તાપી ઊભરાઈ, પૂર્ણા પનોતી ન રહી, અંબિકા આભોટી પડી, મીંઢોળા...ઝાંખરી . પાર...કાવેરી..

ખમ્મા ખમ્મા...લ્યો માતાજી, આ આંગળી વાઢીને લોહીનાં કુમકુમવાળું ને આંસુનાં અક્ષતવાળું શ્રીફળ ચડાવીએ, ને લ્યો આ ભાતીગળ ચૂંદડી ઓઢાડીએ, ખમ્મા કરો માવડી...!

—સરોજ પાઠક



સૂરતમાં પાણીની ભરતી આવીને ગઈ પણ પ્રેમની ભરતી તો ત્યાં રહેશે જ.

દક્ષિણ ગુજરાતનું દાક્ષિણ્ય જોઈને માન થાય છે આ પ્રજા જીવશે અને જીતશે જ એમની માનવતાને આંચ આવી નથી.

—પ્રિયદર્શી



જે પ્રજા લાચાર, દીન, હતાશ બની તારાજી જોઈ રહે છે, તે તેમાં તણાઈ જાય છે. જે હિંમત અને શ્રદ્ધાથી તેનો સામનો કરે છે તેનું ભાવિ કોઈ અવરોધી શકતું નથી.

ગુજરાતની શક્તિનો ધ્વજ લહેરાઈ રહ્યો છે. તેના નેજા નીચે ગુજરાતની પ્રજાની સમૃદ્ધિ, આબાદીનો પંથ કાપી રહી છે.

ગાંધીનો આત્મા આજે કેટલો બધો પ્રસન્ન હશે !

—નીરુભાઈ દેસાઈ



મને સતત એમ લાગ્યા કરે છે કે નર્મદા–તાપીનાં આ પૂર પાછળ કુદરતનો કશોક ગૂઢ સંકેત છુપાયેલો છે. એ ગૂઢના આપણે ઉકેલી શકીશું તો આપોઆપ આપણે આપણા અનેક પ્રશ્નોનો ઉકેલ મેળવી શકીશું

—શ્રી હિતેન્દ્રભાઈ દેસાઈ

મેં સુરત શહેરનું કરુણ ચિત્ર જોયું છે, એવું જ ચિત્ર સમસ્ત જિલ્લાનું છે.

–શ્રી ગોરધનદાસ ર. ચોખાવાળા

પ્રકૃતિ કોઈને છોડતી નથી. આવી આફતો સેવાની તક ઊભી કરે છે. આ પ્રસંગે આપણે અદમ્ય પુરુષાર્થ કરવાનો છે.

- શ્રી ઝીણાભાઈ દરજી

તાપી રેલની વિનાશકતા કોયનાના ભૂકંપ કરતા લગીરે ઓછી નથી.

- શ્રી ગોરધનદાસ ર. ચોખાવાળા

સંકટનો સદુપયોગ કરી ઉજ્જવળ ભાવિ પ્રગટાવીએ.

–શ્રી કલ્યાણજી વિ. મહેતા





અર્પણ

રેલના રણશૂરાઓને

અમને તો લાગે છે કે આ મહાપ્રલયે જેમ આર્થિક અને સામાજિક એવી બીજી અનેક રૂઢ માન્યતાઓને જડમૂળમાંથી ઉખેડીને ફેંકી દીધી છે તેમ કેળવણી અંગેની માન્યતાઓને પણ ઉખેડી નાખીને તણાતી મૂકી છે.

આપણી વિદ્યાપીઠોએ અને એની દોરવણી નીચેના વિદ્યાધામોએ આ હકીકતનો સ્વીકાર કરીને આખા અભ્યાસક્રમને નવેસર વિચારવાની ફરજ ઓળખી લેવી જોઈએ.

—શ્રી પ્રીતમલાલ મજમુદાર

❁

અત્યાર સુધીની રેલનો ઇતિહાસ જોતાં જણાય છે કે રેલની સપાટી ઉત્તરોત્તર વધતી ગઈ છે, જાણે તે પણ મોંઘવારીના આંકની સાથોસાથ વધવા ન માગતી હોય! રેકર્ડ મુજબ એમ જણાય છે કે ઈ. સ. ૧૮૩૭ની સાલમાં નર્મદા, કીમ અને તાપી નદીના પાણી કિનારાઓ પર ઉભરાઈને ભેગા થયાં હતા અને ચાળીસ માઈલના પટમાં સમગ્રપણે ફરી વળ્યાં હતાં જ્યારે તાજેતરની રેલમાં તો ભરૂચથી માંડીને વલસાડ-બિલીમોરા સુધીની બધી જ અગિયાર નદીઓના પાણી ભેગાં થયા હતા.

—શ્રી ઠાકોરભાઈ દેસાઈ

❍

મગદલ્લા બંદરથી રેખા દોરીને, ઉધના ઉદ્યોગનગર, ત્યાંથી સ્ટેશન વિસ્તાર, ત્યાંથી કતારગામ અને રાંદેર એમ સુરત ફરતું વર્તુળ દોરીએ તો સુરત આસપાસના એ બધા જ વિસ્તારો તાપીની રેલના પ્રલયપૂરનો ભોગ બન્યા છે.

કોટની દીવાલો વચ્ચે બીસાતુ સુરત વિકસવા અને વસવા માટે એની બહાર સોસાયટીઓ અને ઉદ્યોગો હવે વસતુ જાય છે ત્યારે એ વિસ્તાર કેટલો સલામત તે વિચારવાનું રહે છે.

—શ્રી રતિલાલ 'અનિલ'

## શહેરના સહેલાણીઓને સાદ !

સુરતને પૂર સાથે પૂર્વજન્મની કોઈ પ્રીત બંધાઈ છે ? તાપી કોઈ શાપનું વેર સુરત સાથે વાળે છે ?

ઈતિહાસમાં નજર પહોંચે ત્યાં સુધી જોઈએ તો તાપી સુરત અને કામના વિસ્તાર સાથે વારંવાર અફળાઈ છે. સુરતને એણે પડકાર્યું છે. શહેરના સહેલાણીઓ અને મનવીરોને એણે વારંવાર સાદ દીધો છે.

•

તાપીને કાંઠે પ્રકૃતિની આફતોનો મુકાબલો કરતું સુરત શહેર આજે ય ઊભું છે. સુરતને નજરમાં રાખતી તાપી એને કાંઠે આજે ય વહે છે.

આ મુકાબલો શેનો હશે ? કોઈ મહોબ્બતનો ? ભાવિના સ્વપ્નોનો ?

—શ્રી નીરુભાઈ દેસાઈ

•

## વિનાશની સ્મૃતિ

તાપી— એના જળ કેટલીય વાર પીધાં છે ! એના બાગમાં થતાં મીઠાં કલિંગર ને સક્કરટેટી ખાધાં છે. એના પાણી પીને ઉછર્યાં છીએ. પણ આ બધાં એનાં રમ્યરૂપો છે. વાત્સલ્યમયી માતા અને રૂદ્રમૂર્તિ તાપી એ બે જુદાં જ રૂપો છે. આ તાંડવ અને એણે રચેલો વિનાશ વજ્રલેપ બની રહેશે. આ વિનાશની સ્મૃતિ કંઈક મનીને પીડ્યા કરશે.

—લોકસત્તા

•

જાણે એમ લાગે છે કે આ પૂરે ખેડૂતોની એક પેઢીનો આખો પુરુષાર્થ ધોઈ નાખ્યો છે.

— પ્રતાપ

•

હવે તો એક જ વિચાર આવે છે કે સરકાર ખૂબ જ ઝડપથી ઊકાઈ યોજના પૂરી કરે.

આ શહેરની કોર્પોરેશન નગર–નિયોજનની નવેસરથી વિચારણા કરે.

શહેરના વિસ્તારની ભૌગોલિક દૃષ્ટિએ ચકાસણી કરી નીચાણવાળા વિસ્તારોને માટે ખાસ પ્રકારના ઘરોના બાંધકામના નિયમો ઘડે શહેરની આસપાસ ફરતી દીવાલનો વિચાર કરે અને આ વર્ષના આ ગમખ્વાર બનાવોનુ પુનરાવર્તન ન થાય તે માટેના ઝડપથી પગલા લે

—શ્રી રણછોડદાસ પોપાવાળા

*

નવ વર્ષના ગાળા બાદ તાપીમા આવેલા પ્રચંડપૂર નહી, પણ ઘોડાપૂરે સૂરત શહેરના આર્થિક, વ્યાપારિક, ઔદ્યોગિક અને સામાજિક જીવનને એવી અભૂતપૂર્વ રીતે ખેદાનમેદાન કરી નાખ્યું છે, કે તેની કળ વળતા ઠીકઠીક સમય લાગશે.

સાહસિક અને સહનશીલ હોવા છતા સૂરતને ફરી ટટાર થતાં સમય લાગશે

—ગુજરાતમિત્ર

*

પખવાડિયા પહેલાં પ્રકૃતિ તેની તાકાત સાથે ગુજરાત પર ત્રાટકી હતી. ઘેખબર પ્રજા ઘડીભર ડઘાઈ ગઈ. પરંતુ હાજર સો હથિયાર ગણી પોતાની તમામ તાકાત સાથે એણે હવે જંગ માંડયો છે.

*

નિષ્ઠાવાન પ્રજાના શબ્દકોશમા નિરાશા અને અશકયતાના શબ્દો કદાપિ હોતા જ નથી.

આફત જેટલી પ્રચડ છે એટલો જ એનો મુકાબલો પણ તાકાતવંત છે

—શ્રી નીરુભાઈ દેસાઈ

*

## (૧) રેલની ચેતવણી

પાંચમી ઑગસ્ટ ૧૯૬૮.

એ દિવસ હતો સોમવાર.

હજી તો વહેલી સવાર છે. સાડા ત્રણ વાગ્યાનો સમય હશે. ટેલીફોનનાં દોરડા ત્યારે જ ઝણઝણી ઊઠયાં. ડેપ્યુટી કલેકટર શ્રી મહેતાએ ખબર આપી કે બરહાનપુરનો સંદેશો છે. ત્યાં તાપીનું લેવલ ભયજનક સપાટી વટાવી ગયું છે. દર વીસ મિનિટે ત્યાં એક ફૂટ પાણી ચડે છે.

સત્તાવાળાઓ સાબદા બની ગયા.

દરેક ખાતાના વડાને બોલાવવામાં આવ્યા. વરાછા વૉટર વર્કસને જાણ કરવામાં આવી. ફાયર બ્રીગેડ સુપ્રિન્ટન્ડન્ટને પણ ખબર અપાઈ ગઈ.

પ્રચારગાડીઓ શહેરમાં દોડવા લાગી. પ્રેસવાળાઓનો ટેલીફોન પર સંપર્ક સાધવામાં આવ્યો.

સૂરતમાં પડે છે મુશળધાર વરસાદ.

સાંજે 'પ્રતાપ'માં ખબર આવી કે રેલનાં પાણી ચઢી રહ્યાં છે.

ગામડાંના લોકોએ ઘરભેગાં થઈ જવા દોડધામ કરવા માંડી.

આ બાજુ સત્તાવાળાઓ દોડધામ કરે છે.

## (૨) વરસાદ અને વાવાઝોડું

સોમવારની રાત્રે પૂરના પાણી ચડી રહ્યાં છે

એક બાજુ હેમાર વરસાદ વરસ્યા કરે છે.

બીજી બાજુ વાવાઝોડું ફૂંકાઈ છે બારીબારણાં સતત અથડાયા કરે છે. ઘરમાં સૂતેલાં નાના બાળકો વાર વાર જાગી ઊઠે છે અને રડવા લાગે છે. કોને ખબર છે કે બરાબર ચોવીસ કલાક બાદ આ શહેરની આજુબાજુ અનેક મોટરાંઓ પણ રડી ઊઠવાના છે ?

આખી રાત લોકો ચિંતામાં પસાર કરે છે.

સત્તાવાળાઓ સૂતા જ કયાં હતા ?

## (૩) સત્તાવાળાઓનો સોમવાર

સોમવારે દિનભર અધિકારીઓ બારે પ્રવૃત્તિશીલ રહ્યા

કોરપોરેશનના સમગ્ર સ્ટાફને તાકીદની સેવા માટે સજાગ કરી દેવામાં આવ્યો હતો.

વરાછા વોટર વર્કસમાં ઇલેક્ટ્રીક ઇન્સ્ટોલેશનને પૂરની અસર ન થાય તે રીતે ઊંચે લઈ જવાનો પ્રબંધ કરવામાં આવ્યો. ડ્રેનેજ પમ્પીંગ સ્ટેશનો ઉપરથી ઇલેક્ટ્રીક મોટરો ઉઠાવી લેવામાં આવી. નીચાણવાળા વિસ્તારોમાંથી મશીનરી અને માલસામાન ખસેડાઈ રહ્યો.

હોડીઓ ઉપર મશીન ફીટ કરીને તૈયાર કરી દેવામાં આવી.

પેટ્રોમેક્ષ, ટોર્ચ લાઈટ, દોરડાં વગેરે જરૂરી સાધનો મેળવી લેવાની વ્યવસ્થા થઈ ગઈ.

આ બાજુ કાકરાપારના સત્તાધીશો પાસેથી દર અડધા કલાકે ત્યાંની પાણીની સપાટીની માહિતી ટેલીફોન દ્વારા મેળવી લેવાતી હતી.

જ્યાં જલના પાણી ધૂસી જવાના હતાં તે વિસ્તારના લોકોને આશ્રય આપવા માટે શહેરના શાસનાધિકારીએ તમામ નિશાળો ખોલી નાખવાના હુકમો આપી દીધા.

સાયકલ, સ્કૂટર, મોટર જે હાથમાં આવ્યું તે લઈને કર્મચારીઓ દોડતા હતા.

પૂર સામે લડી લેવાનો જાણે આદનામાં આદના કર્મચારીએ નિર્ધાર કરી લીધો હતો!

## (૪) ધોડાપૂર ધસી આવ્યાં

સોમવારની જ રાત

હજી તો નવ વાગ્યા છે

તાપીમાં પાણીની સપાટી ૭૯ા ફૂટ છે. ચિંતા નથી દશ વાગ્યે વધીને સપાટી માત્ર ૮૦ ફૂટ થઈ છે

પણ પછી... !

બરાબર મધરાતે પૂરની સપાટી છે ૮૬ ફૂટ, અને પોણા બે વાગ્યે તો તે વધીને પહોંચી ગઈ ૮૮ાા ફીટ પર!

કેવો છે વેગ અને કેવી છે ઝડપ!

કોણ દોડે છે સમય કે પૂર?

કંઈ સમજ પડતી નથી અહીંનો ટકોરો પડયો અને જોયું તો પાણી ૯૦ ફીટ થઈ ગયા!

જોનારાને પૂરની ઝડપ ઢિંગ કરી દે છે ! થોડી વાર પછી તો, બરાબર ત્રણ વાગ્યે રેલની સપાટી ૯૨ ફીટ થઈ ગઈ ! અને ચાર વાગ્યે ૯૪ ફીટ પર પહોંચી ગઈ.

સૌ સ્તબ્ધ થઈ ગયા.

પૂર ખરેખર ધસમસતું આવી રહ્યું હતું ! તેની આ ઝડપે તો તે મંગળવારે ક્યાંનું ક્યાં જઈ પહોંચશે ?

હવે સૌને લાગ્યું કે પૂર ભીષણ રૂપ લઈને આવી રહ્યું છે.

## (૫) શહેર સાવધ થઈ ગયું

મંગળવારની સવાર

શહેરમાં હલચલ મચી ગઈ કે પૂર એક રાતમાં ઘોડાવેગે આવી પહોંચ્યું છે.

એ જ દિવસે સવારે ૭ વાગ્યે પાણીની સપાટી ૯૭ ફીટ પર પહોંચી ગઈ.

ગામડાંનો વહેવાર કપાઈ જવા લાગ્યો.

બસ વહેવાર પણ થંભી ગયો.

શહેરના નીચાણવાળા વિસ્તારોમાં સત્તાવાળાઓ મળસ્કે જ દોડી ગયા હતા.

હજીય શહેરમાં ધોધમાર વરસાદ પડતો હતો. દસ ઇંચ પાણી પડ્યું હતું. વરસાદના પાણીનો નિકાલ કાકરાખાડી કે તાપીમાં થઈ શક્યો નહીં. એક બાજુ રેલ, બીજી બાજુ વરસાદ અને વિશેષમાં તાપીમાં તેરસ, ચૌદસની ભરતી !

સુરતમાં હંમેશ આવું જ બને છે.

ભૂતકાળમાં પણ ઘણી વાર આવું જ બન્યું છે.

સામાન્ય રીતે તાપીમાં રેલ પૂનમ-અમાસના ખૂણ નજીકના, આસપાસના દિવસોમાં આવે છે.

મંગળવારે વહેલી સવારે ચાર સાડા ચારમાં જ સૂરતના મેયર શ્રી ગોલંદાઝ, કલેકટર શ્રી મુસા રઝા અને ડેપ્યુટી કમિશ્નર શ્રી પરમાર શહેરના નીચાણવાળા વિસ્તારોમાં પહોંચી ગયા. ત્યાંના લોકોને સલામત સ્થળોએ ખસી જવાની સૂચના આપી.

આગલા દિવસે પણ અન્ય નીચાણવાળા વિસ્તારો જેવાં કે વરીઆવી ભાગળ, પાલીઆ ગેટ, નવસારી બજાર, મક્કાઈ પૂલ, ટીમલીયાવાડ વગેરે વિસ્તારોની સત્તાધીશોએ મુલાકાત લીધી હતી.

## (૬) ઝડપથી વધતું પૂર

શોખીન સૂરતીઓ તાપીના પૂર જોવા ભાગવિસ્તારમાં, પૂલ ઉપર અને કિનારાઓ પર ટોળે વળવા લાગ્યા

પછી તો કેટલોક સ્થળ કોર્ડન કરી લેવામાં આવ્યો કારણ પાણી સાત વાગ્યે ૯૭ાા, સાડા આઠે ૯૮ાા, સાડા નવે ૯૯, અને સવાઅગિયાર વાગ્યે બરાબર એકસો (૧૦૦) ફીટ પર પહોંચી ગયા હતા

કલેકટરે હવે શહેરની અનેક સંસ્થાઓને, વધતી જતી રેલ સપાટી માટે ચેતવણી મોકલી દીધી જે કોને પણ માહિતી પહોંચાડી. કેટલોક સ્ટાફ વહેલો ચાલ્યો ગયો તો બહારથી આવનારા કેટલાક કર્મચારીઓને માટે હવે તેમને ઘેર પાછા ફરવા માટેનો માર્ગ રૂંધાઇ ગયો હતો

વરસાદ તો હજી ય વરસ્યે જ જતો હતો

ભૂતકાળમા જ્યારે રેલ આવતી ત્યારે સામાન્ય રીતે વરસાદ બધ થઈ જતો હતો પણ આ વખતે વરસાદે પણ પોતાની મેઘસેનાઓ ઝીંકવે જ રાખી હતી

આવી પરિસ્થિતિમા તાપીના પૂર વધુ ભયજનક જણાયા સત્તાધીશો મુઝાવા લાગ્યા લોકો પણ હવે આવતી આફતના એંધાણ પારખી ગયા

અને બપોરે ચાર વાગ્યે પાણી ૧૦૧ ની સપાટી પર આવીને ઊભા.

હવે બધે જ દોડધામ શરૂ થઈ ચૂકી

## (૭) બોટો મેળવી લીધી

સૂરતના કલેકટરે મગળવારે પૂરની પરિસ્થિતિને ધ્યાન-મા લઈને કન્ટ્રોલ સેન્ટર કિલ્લામાથી કોરપોરેશન ઓફિસમા લાવવા માટેનો પ્રબધ કર્યો

હવે સત્તાધીશો હોડીઓ મેળવવા તત્પર બની ગયા

શહેરમા યાત્રિક બોટો ગણીગાઠી જ છે એટલે મેયરે માછીવાડ અને નાવડીબદરના ખારવાવાડમાથી બોટો મેળ-વવા જહેમત ઉઠાવી

ચાર પાચ બોટો જ તેઓ મેળવી શકયા

આ બોટોને જુદે જુદે સ્થળોએ ઘેરાયલા લોકોને બચાવવા માટે ઉપયોગમા લેવામા આવી

## (૮) સમગ્ર શહેર પૂરમાં ગરકાવ !

અદ્ભુત !

મગળવારે આજે પાચ વાગ્યે રેલના પાણી ૧૦૧॥ ફીટ પર પહોચ્યા

ત્યાર તો શહેરનો નેવુટકા ભાગ પૂરમા ગરકાવ થઈ ગયો

પૂરના પાણી શહેરમા ચારે કોરથી પ્રવેશી ગયા

શહેરની પ્રરક્ષક દીવાલોને હાર આપીને પાણી ઊભરાયા ઓવારાઓની શરમ રાખ્યા વિના પાણી છલકાયુ અશ્વનિ કુમારના માર્ગેથી પણ પાણી હિંમતભેર ધમધમતુ આવવા લાગ્યુ

ડેરકેટરે રસ્તેથી પાણી શહેરમા હેલી લાવતું હતુ ! વરાછાથી મજદલા સુધીના તાપીના કિનારાઓ ઊભરાયા ! વરાછાની ખાડીના પાણી ઊભરાઇને કાકરાખાડીમા પડ્યા અને તેથી કાકરાખાડીના કિનારા છલકાઇને તે પાણી પણ શહેરમા પ્રવેશી ગયુ

આમ તો કાકરાખાડીનુ પાણી મીંઢાળામા પડે છે પણ મીંઢાળામા યે પૂર હોવાથી તે પાણી તે બાજુ જઈ શક્યુ નહીં

ફૂલપાડા અને ધોબીકૂઇની અનેક ખાડીઓ વાટે પાણી લપે હનુમાન થઈ ને શહેરમા દાખલ પડ્યુ

નહેરો ટી નહેરોના પાણી પણ સૂરત શહેરમા આવવા લાગ્યા

## (૯) શહેર ભયભીત બની ગયુ

મગળવારની રાત્રે તો પાણીની સપાટી લગભગ ૧૦૩ પર પહોચી ગઈ!

રાત્રે દોઢ વાગ્યા બાદ પાણી સ્થિર સપાટી પર થભી

કોઈના યે હૈયે શાંતિ નહોતી.

રંક કે રાય બધાં ભયભીત બની ગયા હતા. થોડી વાર પછી શું થશે તેની અમંગલ આશંકાઓથી, સૌનાં હૈયામાં વેદનાનાં પૂર આવી ગયાં હતાં !

કેટલાય નગરજનો પ્રભુની પ્રાર્થના કરતા હતા.

મુસ્લીમો ખુદાની બંદગી કરવા લાગ્યા.

ગરીબ લોકોની કિકિયારીઓ સંભળાતી ત્યારે હૈયાં વલોવાઈ જતાં હતાં.

આ તો હજી સૂરત શહેરની વાત છે. શહેર બહારના વિસ્તારના લોકોની શી પરિસ્થિતિ હશે, કેવી કમનસીબી હશે, તેની તો કોઈ કલ્પના પણ કરી શકે એમ નહોતું.

સત્તાધીશો સિવાય બીજાઓને તેની ચિંતા એકદમ ન સ્પર્શે. કારણ સૌના ઘરને આંગણે જ આફત આવીને ઊભી હતી.

સૂરત શહેર જગતના બીજા તમામ ભાગોથી વિખૂટું પડી ગયું હતું.

ફક્ત વાયરલેસથી બહારના વિસ્તારોનો સંપર્ક સાધી શકાતો હતો. શહેરના ફક્ત ચાર ટેલીફોન ચાલુ રાખવામા આવ્યા. વીજળીનો પુરવઠો કપાઈ જતાં ટેલીફોન સર્વીસ અને વાયરલેસ સર્વીસ મોટર બેટરી ઉપર ચલાવવી પડતી હતી.

તેમાં પણ મુશ્કેલી નડતી હતી.

વાયરલેસ સંદેશાઓ ધીમા સંભળાતા હતા.

ગયાં. પછી વધતા અટકી ગયાં હતાં.

જેમ જેમ પૂરનાં પાણી ચડતાં ગયાં તેમ તેમ રસ્તા અને માર્ગવહેવાર બંધ થતાં ગયા. ટેલીફોન વહેવાર પણ કપાઈ ગયો. વીજળીની બત્તીઓ પણ એક પછી એક વિસ્તારમાંથી બુઝાઇ જવા લાગી. યુદ્ધના સમયને ભુલાવે એવો અંધારપટ સર્વત્ર છવાઇ ગયો !

નગરમાં નળ પણ બંધ થઇ ગયા હતા.

હવે શહેરમાં ભયનું વાતાવરણ જામી ગયું. નીચાણવાળા અનેક વિસ્તારના લોકો પોતાની ઘરવખરી અને માલસામાન છોડીને અન્ય સ્થળોએ આસરો લેવા ચાલ્યા ગયા હતા. કેટલાક લત્તાઓમાં તો લોકો માળ પર ચડી ગયા. ગાંપાબજાર, સગરામપુરા વગેરે વિસ્તારોના લોકોની હાલત ચિંતા ઉપજાવતી હતી.

એ રાત્રે કેટલાય લોકો નોકરીએથી ઘેર પાછા ફરી ન શકયા. તેઓ કયાં હશે, તેમનું શું થયું હશે તેની તેમના કુટુંબીજનો ચિંતા કરવા લાગ્યા.

ટેલીફોન તો મૂંગા બની ગયા હતા.

અને રસ્તાઓ પર ડૂબી જવાય એટલાં પાણી ફરી વળ્યાં હતાં.

## (૧૦) પ્રાર્થના અને પોકાર

મહાભયંકર રાત !

મંગળવાર તારીખ ૬ ઠ્ઠી ઑગષ્ટ ૧૯૬૮ની રાત સૂરતે પારાવાર પરેશાની ભોગવીને પસાર કરી.

કોઈના યે હૈયે શાંતિ નહોતી

રંક કે રાય બધા ભયભીત બની ગયા હતા. થોડી વાર પછી શું થશે તેની અમંગલ આશંકાઓથી સૌના હૈયામા વેદનાના પૂર આવી ગયા હતા!

કેટલાય નગરજનો પ્રભુની પ્રાર્થના કરતા હતા

મુસ્લીમો ખુદાની બંદગી કરવા લાગ્યા.

ગરીબ લોકોની કિકિયારીઓ સંભળાતી ત્યારે હૈયા વલોવાઈ જતા હતા

આ તો હજી સૂરત શહેરની વાત છે. શહેર બહારના વિસ્તારના લોકોની શી પરિસ્થિતિ હશે, કેવી કમનસીબી હશે, તેની તો કોઈ કલ્પના પણ કરી શકે એમ નહોતુ

સત્તાધીશો સિવાય બીજાઓને તેની ચિંતા એકદમ ન સ્પર્શે. કારણ સૌના ઘરને આગણે જ આફત આવીને ઊભી હતી

સૂરત શહેર જગતના બીજા તમામ ભાગોથી વિખૂટુ પડી ગયું હતુ.

ફક્ત વાયરલેસથી બહારના વિસ્તારોનો સંપર્ક સાધી શકાતો હતો. શહેરના ફક્ત ચાર ટેલીફોન ચાલુ રાખવાના આવ્યા. વીજળીનો પુરવઠો કપાઈ જતા ટેલીફોન સર્વીસ અને વાયરલેસ સર્વીસ મોટર બેટરી ઉપર ચલાવવી પડતી હતી.

તેમા પણ મુશ્કેલી નડતી હતી.

વાયરલેસ સંદેશાઓ ધીમા સંભળાતા હતા

## ( ૧૧ ) હજારો દુકાનોમાં પાણી

સુરત શહેર પર વિનાશક પૂર ફરી વળ્યું હતું. અનેક વિસ્તારો તો આઠથી પંદર ફૂટ પાણીમાં ગરકાવ થઈ ગયા હતા.

દિલ્હીગેટથી માંડીને લાલગેટ અને બુંદેલાવાડ, ખીલી-મોરિયા બેકરીથી માંડીને ચોકબજાર પોલીસગેટ, દિલ્હીગેટ-થી ગલેમંડી બજારની ચોકી, ગોપીપુરા હનુમાનથી તે નવસારી બજાર પૂતળી, કરવા રોડના નાકેથી બેગમપુરા વડ ને મોતી ટોકિઝ, વરીયાળી બજાર ગેટથી કતારગામ દરવાજા, અને મક્કાઈ પૂલથી માંડીને જમરૂખગલી તેમજ યમુનાબાગથી માંડીને રેપીડ રેસ્ટોરાં અને જમનાદાસ ઘારી-વાળાની દુકાનથી શાહપુર જવાના નાકા સુધી હજારો નાની મોટી દુકાનોમાં પાણી ધૂસી ગયાં હતાં.

## ( ૧૨ ) પાણીની પરાક્રમકથા

શહેર ફરતેની અનેક સોસાયટીઓના બંગલામાં પાણી ભરાઈ ગયાં હતાં.

ચોકબજારમાં ગુજરાતમિત્ર પ્રેસની આસપાસના વિસ્તારો-માં જોતજોતામાં પાણી ફરી વળ્યાં. મ્યુઝિયમમાં પણ પાણી ધૂસી ગયું.

મંગળવારે સવારે દસેક વાગ્યે ગજા ઓવારેથી પૂરનાં પાણીએ શહેરમાં ધૂસવાની શરૂઆત કરી હતી.

એક કલાક પછી તો મક્કાઈ પૂલ પાસેથી તેમજ કસ્તુરબા બાગ પાસેથી પૂરનાં પાણી શહેરમાં પ્રવેશવાં લાગ્યાં.

સાંજે ત્રણેક વાગ્યે અશ્વનિકુમાર તરફથી પૂરના પાણી રેંન્ટે સ્ટેશન વિસ્તારમા ઝડપભેર ધસી ગયા હતા બીજી તરફ મહશ દરવાજા બાજુથી પણ પૂરના પાણી ધોધની જેમ વહી આવ્યા અને સાંજે છ વાગે તો આ બન્ને પાણી લાલ દરવાજા થઈ બરાનપુરી ભાગળ અને ઝાપાબજારમા થઈ ભાગળ સુધી આવી પહોચ્યા હતા

નવસારી બજાર વિસ્તારમા તો વહેલી સવારથી જ કમરપૂર પાણી હતા જ સાંજ સુધીમા પાણી વધીને પદર ફૂટ જેટલા થઈ ગયા સગરામપુરા વિસ્તારનો મોટો ભાગ જળબંબાકાર બની ગયો

એ પછી રાત્રે નવ વાગ્યે પૂરના પાણી ચોકથી ખમીને રૂખમાબાઇ હોસ્પિટલ સુધી, નવસારી બજારથી ગોપીપુરા ગેટ સુધી, ભાગળથી લાલગેટ સુધી અને બાલાજીરોડ પાસેથી કેળાપીઠના પૂલની નીચે પણ ભરાઈ ગયા

રાત્રે બાર વાગ્યે પૂરના પાણીની સપાટી શહેરમા બધા જ સ્થળોએ સ્થિર થઈ ગઈ આ સમયે હોપપુલ પાસેની પૂરની સપાટી લગભગ ૧૦૩ ફૂટ જેટલી અને વરાછા વૉટર વર્કસ ખાતેની સપાટી ૧૧૭ ફૂટ જેટલી હતી

ઊકાઈ ખાતે ત્યારે આ સપાટી ૨૧૩ ફૂટ પર પહોચી હતી

## (૧૩) લોકો ઝાડ પર ચઢી ગયા

શહેર બહારના વિસ્તારમાથી ખબર આવતી હતી કે કેટલાય લોકો જાન બચાવવા છાપરા અને વૃક્ષો પર ચઢી ગયા છે

અંધારી રાત છે ટોર્ચ લાઈટના અજવાળે સત્તાધીશો બધુ જોઈ રહ્યા છે

પણ ત્યા જવાય કેમ ?

પાણીનો જોશ હોડીને ઊંધી વાળી દે છે ! વળી ગમે તેને હોડી સોંપાય નહીં

જળપ્રવાહથી જે માહિતગાર હતા તેઓ પણ પાછા પડતા હતા હિંમત કરીને જતા પણ નિરાશ થઈ જતા

પાણી એટલા જોરદાર હતા કે હોડી મૂકતા જ ઊંધી વળી જતી હતી

## (૧૪) મેયરનુ હૈયુ દ્રવી ઊઠયુ

સૂરત શહેરની ફટાકડાવાડીમા ત્રણસોએક માણસ ઘેરાઈ ગયા હતા

સત્તાધીશો તેમને ઉગારવા માટે આકાશપાતાળ એક કરી રહ્યા હતા

પાણીનો વેગ અને ખેંચ એવા હતા કે સૌના પ્રયત્નો નિષ્ફળ જતા હતા હોડી ખેંચાઈને પાછી આવતી હતી

મેયર શ્રી ગોલંદાઝ ખુદ હોડી લઈને ત્યા પહોંચી ગયા હતા

પાલીઆની દીવાલ નજીકથી એ બાજુ જવાનો પ્રયત્ન થયો હતો

હવે બીજી તરફથી બોટ મૂકવામા આવી

થોડી જ વારમા બોટ ઊંધી વળી ગઈ

અંદરના માણસો તરીને આવ્યા

જળપ્રવાહ બધે જ જોરદાર હતો

તોય સાહસ કરતા મેયર ડરતા નહોતા. ફરી હોડી મોકલી.

પરિણામ ?

બીજી વાર જેઓ હોડી લઇને ત્યાં ગયા તેમને છેવટે હોડી ત્યાં નજીકના ઝાડ સાથે બાંધીને પાછું આવવું પડયું.

મેયરના સંતાપનો પાર નથી.

ઘેરાયલા માણસોને જોઈ રહે છે પણ ત્યાં કોઇથી જવાતું નથી. તેમને કશી રાહત આપી શકાતી નથી. ખસેડી શકાતા નથી.

મેયરનું હૈયું દ્રવી ઊઠયું.

તેમને થયુ કે આ વી કરુણતા !

એક બાજુ હૈયુ હચમચી ઊઠે છે અને બીજી બાજુ લાચારી અનુભવવી પડે છે !

ઓહ, કેવી છે માનવીની પામરતા !

મેયરની આંખ ભીંજાઈ જાય છે.

## (૧૫) સાહસિક મેયર

હવે શું કરવું ?

ઘેરાયેલા લોકોને ખોરાક પણ પહોંચાડવો જોઈએ.

છેવટે દોરડાં, બોયા અને લાઈફબોટનો આશરો લેવાયો.

સ્વીમીંગ કલબના સભ્યો અને બીજા તરવૈયાઓને ખોરાકના પડીકાં સાથે ત્યાં મોકલવામાં આવ્યા

તેમને સૂચના આપવામાં આવી કે ઘેરાયેલા લોકોના

ઓટલા પર ખોરાકના પડીકાં દૂરથી ફેંકી દેજો. તેમની નજીક જતા નહીં.

કારણ ગભરાયેલા લોકો એ તરવૈયાઓ ઉપર જ કૂદી પડે તો ?

માનવ સ્વભાવ છે. પેલા લોકો તરવૈયાઓને બાઝી પડે ! ધક્કામૂક્કી થાય, અને તો કેવું પરિણામ આવે ?

બધા જ ડૂબી જાય !!!

તરવૈયાઓએ દોરડાં અને બીજી સહાયથી ઘેરાયેલા લોકોને સામાન પહોંચાડયો.

પાણી વધે તો ઓવાયાનો આશરો લેવાનું જણાવ્યું.

મેયરને એક વિચાર એ પણ આવ્યો કે ઘેરાયેલા લોકો પાસે નાની હોડી જઈ શકી હોત તો પણ શું પરિણામ આવત ? એ હોડીમાં બેસવા બધા જ કૂદી પડત.

આવી ઘડીએ વળી 'કયુ' કેવી ? કોને ના કહેવાય ? કોને હોડીમાંથી ઉતારી શકાય ?

બધા અંદરોઅંદર ઝઘડી ઊઠે. હોડી પર કૂદી પડે. હોડી પછી કેટલો ભાર ઝીલી શકી હોત ?

અને હોડી ડૂબી ગઈ હોત તો .... ઓહ કેવી ભયંકર કલ્પના ! કેવો સન્નાટો મચી જાત !

## (૧૫) રેલના રણશૂરાઓને અભિનંદન !

અનેક વિસ્તારોમાં લોકો ઘેરાઈ ગયા હતા.

પાણીનો અટપટો પ્રવાહ !

જોરદાર વેગ અને વમળ

છતાંય જ્યાં હોડી જઈ ન શકી ત્યાં તરતાં તરતાં માણસોએ પહોંચી જઈને જે કંઈ કામગીરી થઇ શકી તે કરી.

વળી જે ત્રણચાર હોડીઓ હતી તે વડે લોકોને સલામત સ્થળે ખસેડવાનું કામ કર્યું.

અનેક વિસ્તારોમાં લોકોએ પણ સાહસ કરીને, પાણીમાં ઝંપલાવીને પૂરગ્રસ્તોને બચાવ્યાં છે, સહાય કરી છે. આશરો આપ્યો છે. અન્ન આપ્યું છે. હિંમત આપી છે.

રેલના એ રણશૂરાઓને અભિનંદન !

## (૧૬) સમજુ શહેરીઓ

પૂરનાં પાણીથી ઘેરાયલા કેટલાક શહેરીઓને બબ્બે ત્રણ ત્રણ દિવસ ભૂખ્યા પણ રહેવું પડયું છે.

મેયર શ્રી ગોલંદાઝે એ બદલ જણાવ્યું છે કે અમે એ બધું નજરોનજર નિહાળ્યું જાણ્યું પણ છે. છતા અમે લાચાર બની ગયા હતા. આ વખતની રેલ અને ભરાયલા પાણીની સ્થિતિ બહુ જ વિચિત્ર, ન કળાય એવી હતી.

સમજુ શહેરીઓ પણ રેલની ભયંકરતા અને સત્તાધીશોની લાચારી સમજી શકતા હતા

હસતે મુખે તેમણે બધી ય વેદનાઓ સહન કરી લીધી

## (૧૭) ઓસર્યાં જતાં પૂર

બુધવાર તારીખ ૭મી ઓગસ્ટના રોજ રેલનાં પાણી વધતાં અટકી ગયાં હતાં. ઘોડાવેગે આવેલ પૂર કીડીવેગે હવે ઊતરતાં હતાં.

રેલનાં પાણી ક્રમશઃ ઊતર્યાં તેની માહિતી નીચે મુજબ છે.

તારીખ આઠમીને ગુરુવારે રેલનાં પાણી નીચે મુજબ ઘટી ગયાં હતાં.

| | | | | |
|---|---|---|---|---|
| સવારે | ૮ | વાગ્યે | ૯૬ | ફીટ |
| ,, | ૯ | ,, | ૯૫ | ,, |
| ,, | ૧૧ | ,, | ૯૨॥ | ,, |
| સાંજે | ૪–૩૦ | ,, | ૯૧ | ,, |
| ,, | ૫ | ,, | ૯૦ | ,, |
| ,, | ૭ | ,, | ૮૯ | ,, |
| રાત્રે | ૯ | ,, | ૮૮ | ,, |
| ,, | ૧૦–૩૦ | ,, | ૮૮ | ,, |
| ,, | ૧૧–૨૫ | ,, | ૮૭ | ,, |
| ,, | ૧૨ | ,, | ૮૬॥] | ,, |
| ,, | ૧ | ,, | ૮૫ | ,, |

શુક્રવારે સવારે ૧૧ વાગે તાપી નદીમાં પાણીની સપાટી એંશી ફૂટ ઉપર ઊતરી ગઈ હતી.

## ( ૧૮ ) ફસાઈ પડેલાઓને સહાય

બુધવારે સત્તાવાળાઓએ જોયું કે કેટલાક વિસ્તારોમાં તો ત્રીસ ત્રીસ કલાક સુધી કશી સહાય પહોંચાડી શકાય નથી.

તાપીના વેગીલા પૂરે શહેરના કેટલાય વિસ્તારોને વિખૂટા પાડી દીધા હતા.

ક્યાં જવું ! કેવી રીતે જવું ?

નાનપુરા જૂના દરબાર અને એ બન્ને કોલોનીને સહાય પહોંચાડવાની અત્યંત જરૂર હતી.

જિલ્લા કલેક્ટર શ્રી મુસા રઝા, ડી. એસ.પી શ્રી શેખ, જિલ્લા પંચાયતના પ્રમુખ શ્રી ઝીણાભાઈ દરજી અને એક્ઝી-ક્યુટીવ ઇજનેર વગેરેએ બુધવારે સાંજે છ વાગ્યે બોટમા મક્કાઇ પુલના રસ્તે જઈ એ વિસ્તારના લોકોને સહાય પહોચાડી હતી.

ત્રીસ ત્રીસ કલાકથી છાપરાં પર આસરો લઈ રહેલા લોકોને બચાવાયા હતા. લોકોને ખાવાનું પૂરું પડાયું હતું.

ગુરુવારે પણ એ લોકોને ખોરાક પહોંચાડવામાં આવ્યો હતો.

છાપરાં પર કૂતરાઓ પણ ગોંધાઈ ગયા હતા. તેમને પણ ખાવાનું અપાયું હતું.

## (૧૯) લોકોને ખસેડયા

શહેરના નીચાણવાળા વિવિધ વિસ્તારોમાંથી લોકોને ઝડપભેર ખસેડવામા આવતા હતા.

સામે પારના ૭૦૦-૮૦૦ ઝૂંપડાંવાસીઓને ખસેડીને તેમને નગીનચંદ હોલ, ટ્રેનિંગ કોલેજ અને ચોકબજારના એસ. ટી. ડેપોમાં આસરો આપવામા આવ્યો હતો.

ચોકબજાર મેમણ જમાત અને અન્ય વેપારીઓએ પૂરગ્રસ્તોને ખોરાક પૂરો પાડયો હતો.

અન્ય વિસ્તારોમાંથી પાંચેક હજાર લોકોને ખસેડીને શાળાઓના મકાનોમાં આશ્રય આપવામાં આવ્યો. સૂરત

કોરપોરેશને શહેરની કેટલીક અન્ય સંસ્થાઓ તથા હાફૂઝ બ્રધર્સ જેવી વ્યાપારી પેઢીઓના સહકારથી આ લોકોને માટે ભોજનનો પ્રબંધ કર્યો અન્ય રાહતકાર્ય પણ શરૂ કરી દીધું.

અશ્વિનિકુમાર નજીકના ૩૦૦-૪૦૦ ઝૂંપડાંવાસીઓને ત્યાંથી ખસેડીને સ્ટેશન પાછળ ખાંડબજાર વિસ્તારમાં આસરો અપાયો.

રેલ્વે સ્ટેશનની આસપાસ પણ પૂરનાં પાણી ઘૂસી ગયાં હતાં. અનેક માણસોએ સ્ટેશન પર આશ્રય લીધો હતો.

## (૨૦) ઝાંપાબજારમાં હાહાકાર !

સૂરત શહેરના એક પછી એક વિસ્તારોમાં ફરતાં ફરતાં પૂરનાં પાણીએ કેવો હાહાકાર મચાવી દીધો હતો તે જોઈને હૈયું કંપી ઊઠતું હતું.

ઝાંપાબજારની તમામ દુકાનોમાં પૂરનાં પાણી પ્રવેશતાં માલસામાનની વ્યાપક નુકસાની થવા પામી હતી.

આ વિસ્તારના મકાનોમાં પહેલા માળ સુધી પૂરનાં પાણી ધસમસી ગયાં હતા.

કેટલાયે મકાનો જમીનદોસ્ત થવાની તૈયારીમાં છે. કેટલીય દીવાલો કકડભૂસ થઈ ગઈ છે.

શહેરના અન્ય વિસ્તારમાંથી રેલનાં પાણી ઊતરી રહ્યાં હતાં ત્યારે પણ, ગુરુવારે રાત્રે આઠ વાગ્યા સુધી પણ ઝાંપા બજારના વિસ્તારોમાંથી રેલનાં પાણી ખસ્યાં નહોતાં.

## (૨૧) સલાબતપરામાં મચેલો સન્નાટો !

રાત ને દિન જ્યાં આર્ટ સિલ્ક અને અન્ય પ્રકારના

કાપડના કારખાનાઓ ધમધમી રહેતા હતા તે મલાબતપુરામા કેવો કરુણ સન્નાટો મચી ગયો હતો !

અહીં સર્જાયેલી પાયમાલીનુ વર્ણન કરતા એક પત્રકારે કહ્યુ કે છાતી બેસાડી દે એવી અહીંની કરુણ કથા છે મોટા ભાગના કારખાનાઓમા યત્રો, કાપડ, યાર્ન, તથા અન્ય સામગ્રી પૂરના પાણીથી તરબોળ બની જતા લાખો રૂપિયાની નુકસાનીનો અદાજ છે

સૂરત ત્રણ તાર પર જીવે છે એમ કહેવાય છે એ ત્રણે તાર હમણા તો તૂટી ગયા છે એમ સ્પષ્ટ માલમ પડે છે

## ( ૨૨ ) કરુણ તારાજી

ઇન્દરપુરા ખત્રીવાડની પણ કરુણ દુર્દશા નજરે પડે છે

અહીં સર્વત્ર જળજળાકાર થઈ ગયુ હતુ

ઘરો, દુકાનો અને કારખાનાઓમા પાણી ભરાઈ જતા થયેલી તારાજીનો અદાજ કાઢવો મુશ્કેલ છે

આ વિસ્તારમા ઢોરના મુડદાઓ પણ તણાઈ આવ્યા હતા

## ( ૨૩ ) રુસ્તમપરાનું રુદન

રુસ્તમપરાની પણ ગજબનાક પાયમાલી થઇ છે

અહીં વણાટના ઘણા કારખાનાઓમા પૂરના પાણી ઘૂસી જતા યાર્ન, કાપડના તાકાઓ તથા મશીનોને પારાવાર નુકસાન થયુ છે

ગાછી ટ્રસ્ટની જગ્યામા આવેલા સખ્યાબધ ઝૂપડાઓ નાશ પામ્યા છે

અનાજની દુકાનો પણ લુટાયાના સમાચાર મળે છે

## (૨૪) નવસારી બન્દરનું નુકસાન

જ્યારે પણ સૂરતમાં રેલ આવે છે ત્યારે નવસારી બન્દરની બેહદ દુર્દશા થઈને જ રહે છે.

આ વિસ્તાર અને તેની નજીકમા આવેલા ખેતરપાળ, રૂદરપુરા, ગાઈવાડ અને ઢેડતલાવડીમાં દીલને કંપાવી દે એવાં દશ્યો નજરે પડતાં હતાં.

નવસારી બજારની બધી જ દુકાનોમાં પાણી હતાં. વેપારીઓનો લાખો રૂપિયાનો માલસામાન નાશ પામ્યો છે.

બેંકોનાં મકાનોમાં પણ પાણી ઘૂસી ગયાં હતાં. સ્ટેશનરી-ને ભારે નુકસાન થવા પામ્યું હતું.

એ વિસ્તારનાં છાપખાનાંઓને પણ હજારો રૂપિયાનું નુકસાન થયાનો હેવાલ મળે છે.

એ સિવાય ઢેડતલાવડીનો આખો વિસ્તાર પાણીમાં ડૂબી ગયો હતો. હરિજનોનાં સંખ્યાબંધ ઝૂંપડાં તણાઈ ગયાં હતા.

રસ્તાઓ ઉપર હોડી ફેરવવામાં આવી હતી.

## (૨૫) સત્યાનાશ !

સગરામપુરા વિસ્તારથી માંડીને મજૂરાગેટ વિસ્તારમાં સર્વત્ર જળબંબાકાર બની ગયું હતું.

ગાંધી એન્જીનીયરીંગ કૉલેજ નજીક, મજૂરાગેટ પર ડૉ. ઘીયાના બંગલાની સામે કોટની દિવાલમાં ગાબડું પડતાં પાણી ધસમસતા વહી આવ્યાં હતાં.

સગરામપુરાના અસંખ્ય વણાટનાં કારખાનાંઓમાં પાણી ભરાઇ જતાં પાયમાલીનો કોઈ પાર નથી.

એક કારખાનાવાળાએ જણાવ્યું કે ભાઇ, અહીં તો બધું સત્યાનાશ વળી ગયું છે.

આનંદનગર સોસાયટીમાં પણ પાણી ભરાઈ ગયાં હતાં.

કેટલેક સ્થળોએ હોડી ફરી રહી હતી.

### ( ૨૬ ) અઠવાલાઇન્સની આફત

અનેક બંગલાઓ, બાગબગીચાઓ, સોસાયટીઓ, ચોપાટી, કોલેજો, કોર્ટ, અને નદીના કિનારાથી રમ્યપ્રદેશ લાગતો અઠવાલાઈન્સ વિસ્તાર પણ રેલનાં પાણીથી મુક્ત નહોતો.

કેટલીક સોસાયટીઓના ઘરોમાં પાણી પ્રવેશી ગયાં હતાં.

કદમપલ્લી સોસાયટી, મધુવન સોસાયટી, તથા પ્રકાશ અને આદર્શ સોસાયટીમાં નો બે થી ચાર ફૂટ પાણી હતાં. કેટલેક સ્થળોએ લોકો ઉપલા માળે ચાલ્યા ગયા હતા.

### ( ૨૭ ) ચોકબજારની ચોકખાઇ મોડી પડી

ચોકબજારથી નાનપરા વિસ્તારમાં તો પૂરનાં પાણીએ ભયાનક દૃશ્યો સર્જ્યાં.

રસ્તાઓ પર વૃક્ષો પડી ગયાં.

સ્ટેટ બેંકના મકાનમાં પાણી ભરાઈ ગયાં. કહે છે કે બેંકની ચલણી નોટો પાણીમાં ભીંજાઇ ગઇ. આજે રેલ ઊતર્યાંને બાર બાર દિવસો થયાં તો ય હજી બેંકના મકાનનો કાદવ ઊલેચી શકાયો નથી.

બેંકના પ્રવેશદ્વાર આગળ હજીય તારીખ ૧૭મી ઑગસ્ટે

જનબધી કાદવ પડેલો છે

તૂટી પડેલું એક વૃક્ષ પણ ત્યાં જ છે

ચોકથી નાનપુરાના વિસ્તારના ગંદકીનો પાર નથી હવે દુર્ગંધ મારે છે

ચોકબજારમાં તો ફરી શકાતું નથી દુકાનદારો આખો દિવસ શી રીતે આ ગંધાતા કાદવની સમીપ બેસી રહેતા હશે ?

દુકાનદારોએ ધાર્યું હોત તો તેઓ આ કાદવ ઊલેચવાના કામમાં મદદ ન કરી શક્યા હોત ?

ગુજરાતમિત્ર પ્રેસ આગળ પણ ૨૧મી ઓગષ્ટ સુધી ગનગંધી કાદવ કીચડ પડેલો છે

લાલા લજપતરાય બાગની બન્ને બાજુ કાદવના ઢગ પથરાયેલા પડ્યા છે

પણ હવે બહારથી ટ્રકો આવી ગઈ છે મજૂરો પણ આવ્યા હશે ઝપાટાબંધ હવે એ વિસ્તારનો કાદવ ઊલેચાઈ જશે

## (૨૮) નાનપરાની નવીનતા

રેલના પાણી નાનપુરાના મક્કાઈ પુલ નજીકથી હવે ઘુસી આવતા થયા છે

આ વખતે પણ એમ જ થયું

આ વિસ્તારમાં હંમેશ રેલ વખતે હોડી ફરતી હોય છે

કહે છે કે મક્કાઈ પુલ નજીક એક ગાબડું પડ્યું હતું એટલે સાંજ પછી એ વિસ્તારમાં પાણીનો વેગ વધી ગયો હતો

નાનપૂરાના અનેક વિસ્તારોમાં પુરના પાણી ઘૂસી ગયા હતા

નજીકમાં આવેલા ખલીફા મહોલ્લા અને સુથારવાડા વિસ્તારમાં તો ઘરો જાણે પાણીથી ડૂબનાં જણાતાં હતાં!

અહીં વસતાં મુસ્લિમો તથા અન્ય લોકોનાં ઘરમાં પૂરનાં પાણી ઘુઘવતાં હતાં. લોકોને ત્યાંથી મધુવન સોસાયટીમાં આશ્રય અપાગો હતો.

નાનપરામાં કેટલીક દુકાનો લુંટાયાના સમાચાર પણ મળે છે રંગઉપવન સામેની સિંધ એકરી લુટાઈ જતાં ચાલીસ હજાર રુપિયાનું તેના માલિકને નુકસાન થયાની જાહેરાત છાપામાં પ્રગટ થઈ છે.

## ( ૨૯ ) ખટોદરામાં ખળભળાટ

ખટોદરા, ઉધનારોડ, ગુજરાત હાઉસીંગ સોસાયટી, જેલરોડ અને તેની આસપાસ વિસ્તારોમાં તો પૂરનાં પાણી આઠથી દસ ફીટ સુધી વધી ગયાં હતાં.

આથી એ વિસ્તારમા ભારે ખળભળાટ મચી ગયો હતો.

લોકોને ઘરના પહેલા નહીં પણ બીજા માળે ચાલ્યા જવું પડ્યું હતું

આ લોકો પાસે નહોતુ ખાવાનું કે નહોતાં કોઈ અન્ય સાધનો.

ભારે હાલાકી તેમણે ભોગવી હતી.

## (૩૦) અન્ય વિસ્તારોમાં પણ પાણી

શહેરના ગલેમંડી વિસ્તારમાં પણ પાણી ભરાઈ જતાં કયાંક કયાંક લોકો ડરના માર્યા ઘરના માળે ચાલ્યા ગયા હતા.

દિલ્હીગેટ નજીકની અનાજની દુકાનોમાં પાણી ભરાઈ

જતાં હજારો મણ અનાજ બગડી ગયું.

દુકાનોમાં પાણી, ગોડાઉનોમાં પાણી, ખુલ્લી વખારોમાં યે પાણી ! લોકોની ઘરવખરી તથા વખારોનાં લાકડાં પૂરનાં પાણીમાં વહેતાં હતાં.

આ સિવાય રાણીતળાવ, હરિપરા ભવાની વડ, ગોળ-વાળાનો ચકલો, શાક મારકેટ એ બધાય વિસ્તારોમાં પણ પાણી ઘૂસી આવ્યાં હતાં.

## ( ૩૧ ) બરાનપુરી ભાગળ પણ બચ્યું નહીં !

ધી હાર્ટ ઓફ ધી સીટી !

બરાનપુરી ભાગળ.

જ્યાં સાત રસ્તાઓનું મિલન થાય છે.

કહે છે કે થોડા સમય પછી ત્યાંનો કેટલોક વિસ્તાર કપાઇ જતાં ભાગળ સરકલ તરીકે ઓળખાશે.

પણ આજે........!

ટ્રાફિકનું નિયમન કરતાં પોલિસને ત્યાં નવનેજાં ઊતરે છે !

એ બરાનપુરી ભાગળના વેપારીઓને પણ પૂરનાં પાણીએ રઘવાટમાં મૂકી દીધા !

દુકાનોમાં પાણી ભરાઇ ગયાં હતાં.

નજીકના વિસ્તારો જેવા કે લીમડાચોક, નવાપુરા કરવા-રોડ, વાડીફળિયામાં પણ પાણી ફરી વળ્યાં હતાં.

નવાપરા ચોકસીની દુકાનો અને ઘરોમાં પાણી હતાં.

## (૩૨) એમ કેમ બન્યું ?

૧૯૫૯ની રેલ વખતે સૂરત શહેરના જે વિસ્તારોમાં પાણી પ્રવેશ્યાં નહોતાં તેમાંના કેટલાક ભાગોમાં આ વેળા રેલનાં પૂર ધૂસી ગયાં હતાં.

રેલ દરમ્યાન શહેરમાં પડતો ભારે વરસાદ, ગરનાળાંઓમાથી ઊભરાયેલું પાણી શહેરના વધુ ને વધુ વિસ્તારોને આવરી લઈ ગયું હતું.

રેલનાં પાણી કયાં સુધી વધ્યાં હતાં એ બાબતમાં જો કે મતભેદ છે પણ ૧૦૨ ફીટથી વધુ અને ૧૦૩ ફીટથી નીચી સપાટીએ પૂર ચઢયું હતું.

૧૯૫૯માં રેલનાં પાણી ૧૦૧.૭ ફીટ સુધી વધ્યાં હતાં. તે પૂર્વે ૧૮૮૩માં ૧૦૧.૫ ફીટ સુધી પૂર વધ્યું હતું.

## (૩૩) રેલ્વે સ્ટેશનની રોનક

ચોવીસે કલાક સદાય ધમધમતું રહેતું રેલ્વે સ્ટેશન પણ ચૂપ થઈ ગયું છે!

સુરતના રેલ્વે સ્ટેશનનો વિસ્તાર પણ ચોગરદમથી પૂરનાં પાણીથી ઘેરાઈ ગયો હતો.

સ્ટેશન પર હતાં ચારેક હજાર ઉતારુઓ.

વિવિધ ટ્રેનોના તેઓ પ્રવાસીઓ હતા.

ફસાઈ પડ્યા હતા. કારણ ટ્રેનવહેવાર ખોરવાઈ ગયો હતો.

રેલ્વે લાઈન પર કયાં ભંગાણ છે અને શી પરિસ્થિતિ છે તે તો હજી કોઈ ચોકકસપણે જાણતું નથી.

એટલું બધા જાણે છે કે ત્રણે દિશાઓની ટ્રેન આવતી જતી બંધ થઈ ગઈ છે.

ઘેરાયલા મુસાફરોએ મોંઘાં દામ આપીને સ્ટેશન પર જે કાંઈ ખાદ્ય સામગ્રીઓ હતી તે ખરીદીને ભૂખ સંતોષી.

પછી તો કંઈ જ ન મળે.

ખાવાનું યે નહીં અને પીવાનું પાણી પણ નહીં!

બુધવારે રાત પછી-આ ઘેરાયેલા મુસાફરોને ખોરાક-પાણીનો પુરવઠો પહોંચાડી શકાયો હતો.

## (૩૪) વૃક્ષ, વીજળી, વહેવાર ને વાતચીત

પવન કરે....શોર!

અને હેલી વરસે છે મેઘની!

આ બાજુ રેલનાં પાણી વેગથી શહેરમાં ધસી રહ્યાં છે.

એમાં કેટલાંયે વૃક્ષોનું નિકંદન વળી ગયું!

શહેરમાં ઠેર ઠેર સંખ્યાબંધ ઝાડો જમીનદોસ્ત થઈ ગયાં. વૃક્ષો પડયાં એની સાથે ટેલીફોનનાં દોરડાં યે તૂટી ગયાં!

વાહનવહેવાર રૂંધાઈ ગયો.

વીજળીના તારને નુકશાન થયું.

ટેલીફોન વહેવાર ખોરવાઈ જતાં 'હલ્લો' અને 'એલાવ'ની વાતચીત બંધ પડી ગઈ.

## (૩૫) વોટર વર્કસનું શું?

પાણી! પાણી!

કમરપૂર પાણી ગેરીમા અને ઘરમા યે આવી પહોચ્યા છે, છતા લોકો પાણી માટે તો તલસે જ છે!

સૂરતનુ વરાછા ખાતેનુ વોટર વર્કસ બધ પડી ગયુ હતુ

વાત એમ બની કે આખુ વોટર વર્કસ પાણીમા ડૂબી ગયુ હતુ પ્યોરીફીકેશન પ્લાન્ટ તથા પખો પાણીમા ગરકાવ થઈ ગયા હતા પાચેક પપોને તો અદ્ધર ઊચકી લઈને, અગાઉથી, અગમચેતી વાપરીને બચાવી લેવામા આવ્યા હતા

સૂરત મ્યુનિ કોરપોરેશનના પાણી સમિતિના ચેરમેન શ્રી હુસેનીભાઈ બદરીએ ઉપર મુજબ માહિતી આપી

લોકો જૂના કૂવા અને ટાકામાથી પાણી લેવા માડયા

એક એક ડોલ, ઘડો કે ગાગર પાણી માટે લોકો દૂર દૂર સુધી દોડતા હતા

## ( ૩૬ ) કરુણ કમનસીબી !

શહેરની કેવી કમનસીબી !

રેલ આવતા શહેરનુ નાગારક જીવન સ્થગિત થઈ ગયુ હતુ

ટ્રેન બધ, બસ વહેવાર બધ અને ગામડાઓ સાથેનો વહેવાર પણ બધ !

તાર, ટપાલ, અને ટેલીફોન સદેશાઓ પણ બધ !

વિજળી અને પાણીનો પુરવઠો પણ બધ છે

શહેરમા લગભગ બધી જ દુકાનો બધ હતી શાળા–

કૉલેજો અને કચેરીઓ પણ ઊઘડી નહોતી.

એક પણ બંધ !

દૂધ પણ મળતું નહોતું. સુમુલ ડેરીએ સ્ટોકમાં હતું તે દૂધ પૂરું પાડયું, તે પછી બાટલી પણ બંધ થઈ ગઈ !

વર્તમાનપત્રો પણ બે દિવસ બંધ રહ્યાં.

## ( ૩૭ ) ગુજરાત સરકારને ચિંતા

ગુજરાત સરકારને અમદાવાદમાં સૂરત–ભરૂચની ભીષણ રેલની માહિતી મળતી રહેતી હતી.

તાર–ટેલીફોન અને ટેલીપ્રીન્ટર લાઈનો તો બંધ હતી પણ વાયરલેસ સંદેશાઓથી કેટલીક માહિતીઓ પહોંચતી હતી.

ગુજરાતના મુખ્ય પ્રધાન શ્રી હિતેન્દ્રભાઈ દેસાઇ અને શિક્ષણપ્રધાન શ્રી ગોરધનદાસ ચોખાવાળા ચિંતાતુર બની ગયા.

સૂરત શહેરની શી પરિસ્થિતિ હશે ? નર્મદામાં પણ નીર ઊભરાયા છે. ભરૂચ પણ ભયભીત બન્યાના હેવાલ મળે છે.

પ્રધાનોના અજંપાનો પાર નથી.

## (૩૮) હેલિકૉપ્ટરદ્વારા પ્રવાસ

હેલિકૉપ્ટર !

એક માત્ર સાધન હતું. સૂરત–ભરૂચ વિસ્તારના રેલ સંકટની પ્રત્યક્ષ માહિતી મેળવવા શ્રી હિતેન્દ્રભાઈ દેસાઇએ

હેલિકોપ્ટરમાં ઊડીને અવલોકન કર્યું.

તેમને ખ્યાલ આવી ગયો કે રેલનાં પૂર વિનાશક રીતે સૂરત–ભરુચનાં સમગ્ર વિસ્તારમાં ફરી વળ્યાં છે. સારોય વિસ્તાર સાગરસમો બની ગયો છે.

તેમણે જોયું કે સૂરતની શેરીઓમાં ઘૂઘવતાં પૂર વહી રહ્યાં છે!

વરસાદની હેલી પણ ચાલુ જ હતી.

પ્રધાનોનાં અંતર ઘેરી ચિંતાથી ઘેરાઈ ગયાં.

## (૩૯) આકાશવાણી પર આશ્વાસન

શ્રી હિતેન્દ્રભાઈને વિમાની પ્રવાસ દ્વારા ખ્યાલ આવી ગયો કે સુરતમાં વીજળી અને વારિ (પાણી)ની પણ તકલીફ ઊભી થઈ છે.

વારંવાર તેઓ અમદાવાદ રેડિયો સ્ટેશન પરથી સૂરતની પ્રજાજોગ સંદેશાઓ પાઠવે છે. સહાનુભૂતિ વ્યકત કરે છે. પ્રજાની પીઠ થાબડે છે.

પોતે વહેલામાં વહેલી તકે સુરત આવી રહ્યા છે તેનો સંદેશો મોકલે છે.

વીજળીથી ચાલતા રેડિયો તો ચુપ થઈ ગયા છે, પણ ટ્રાન્ઝિસ્ટર રેડિયો પર લોકો સમાચાર અને સંદેશાઓ સાંભળે છે.

દૂર બેઠેલા પ્રધાનોના હૈયાંનો સતત ફફડાટ સંદેશાઓમાંથી વ્યક્ત થતો હતો.

## ( ૪૦ ) પ્રધાનો સૂરતમાં

શુક્રવારે બપોરે ચાર વાગ્યે અમદાવાદથી હેલિકોપ્ટર દ્વારા શ્રી હિતેન્દ્રભાઈ દેસાઈ, શ્રી ગોરધનદાસ ચોખાવાળા અને શ્રી ઉર્મિલાબહેન ભટ્ટ સુરત આવી પહોંચ્યાં.

શહેરના નાગરિકો અને સત્તાધીશોને મળતાં જ પ્રધાનો ગળગળા થઈ ગયા.

સૂરતની પરિસ્થિતિ વિશે તેમણે પૂછપરછ કરવા માંડી.

લોકોની પ્રાથમિક અને અનિવાર્ય આવશ્યકતાઓ જેવી કે વીજળી અને પાણી શહેરને તાકીદે મળે તે માટે શકય તેટલા તમામ પ્રયત્ન કરવાની તેમણે અધિકારીઓને સૂચના આપી.

જો કે એ દિવસથી જ સૂરત શહેરને થોડેક અંશે પાણી આપવાનું શરૂ થઈ ગયું હતું. શહેરના કેટલાક ભાગોમાં વીજળી પુરવઠો પણ ચાલુ થઈ ગયો હતો.

શ્રી હિતેન્દ્રભાઈ દેસાઈએ સુરતીજનોની હિંમતને બિરદાવતાં કહ્યું કે, ' સુરતના લોકોએ હિંમત અને ધૈર્યથી આ ભયંકર આફતનો સામનો કર્યો છે, તેનાથી હું ખૂબ જ પ્રભાવિત થયો છું. હું માનું છું કે આપણે ઘણી મોટી આફતમાંથી બચી ગયા છીએ. સરકાર હવે રાહતનું કામ તમામ શકિતઓથી ચાલુ કરી દેશે. મને આશા છે કે સરકારી પ્રયાસોમાં પ્રજાકીય સંસ્થાઓ પણ સાથ સહકાર આપશે. '

## ( ૪૧ ) રાહતકાર્ય માટે ઝડપી નિર્ણય

શહેરની પૂરની પરિસ્થિતિનો ઝડપી અભ્યાસ કરીને

શ્રી હિતેન્દ્રભાઈ દેસાઈએ પત્રકારોને જણાવ્યું કે રેલસંકટનો ભોગ બનેલાઓને રાહત આપવાના કાર્યમાં બિલકુલ વિલંબ થશે નહીં. ઝડપી રાહતકાર્ય માટે ગુજરાત સરકારના તંત્રનો કેટલોક વિભાગ સુરતમાં ગોઠવાશે. શ્રી ગોરધનદાસ ચોખાવાળા તથા શ્રી ઉર્મિલાબહેન હાલ અહીં જ રહેશે. વળી આ કામ માટે ખાસ અધિકારી શ્રી દુદાણી પણ સુરત આવ્યા છે. તેઓ પણ અહીં જ રોકાશે. જરૂર પડયે ખોરાકનો પુરવઠો હેલિકોપ્ટર દ્વારા ખસેડાશે.

તાત્કાલિક રેલગ્રસ્તોને શી સહાય આપી શકાય તેની યોજના પણ વિચારવામાં આવી.

## (૪૨) મૂગાં મૂગાં રડી લેતા હતા

શહેરમાંથી પૂરનાં પાણી ઓસરતાં જતાં હતાં તેમ તેમ પૂરે સર્જેલી પારાવાર પાયમાલીના હૃદયભેદક અહેવાલો મળવા લાગ્યા.

દુકાનો પૂરનાં પાણીથી તરબોળ થઈ ગયેલી જોઈને અને બધા માલસામાનનો નાશ થયેલો નિહાળીને દુકાનદારોના મુખમાંથી આહ નીકળી જતી હતી.

કારખાનાંઓમાં પણ સર્વનાશનું સાલલ ધૂસેલું જોઈને તેના માલિકો મૂઢ બની જતા હતા! યંત્રો પર કાદવના જામેલા થર જોઈને તેઓ મૂગાં મૂગાં રડી લેતા હતા!

જેઓની ઘરવખરી ખેંચાઈ ગઈ હતી અને ઘરોને નુકસાન થયું હતું તેઓનાં વદન કરુણ રુદન કરી લેતાં હતાં

પૂરે કરેલી પાયામાલીનો અંદાજ કાઢવા જેટલી હામ લોકો પાસે રહી નહોતી.

ઠેરઠેર વ્યાપક નુકસાનીનાં દૃશ્યો વાતાવરણને ઘેરું, કરુણ-ઘેરું બનાવી દેતાં હતા.

## ( ૪૩ ) આ તે શા તુજ હાલ !

લોકોના માલમિલકતની જ્યારે આવી દુર્દશા થઈ હતી ત્યારે સૂરત શહેરની સુરત કેવી હતી !

ઠેરઠેર રસ્તાઓ પર ઘૂંટણભેર કાદવકીચ્ચડના થરના થર જામી ગયા હતા. વૃક્ષો તૂટી પડયાં હતાં. પલળી ગયેલું અને હવે નકામું થઇ ગયેલું અનાજ, કચરો, કપડાના ડૂચા અને બીજી અનેક ચીજવસ્તુઓના જ્યાં ત્યાં ઢગ પડેલા હતા

રસ્તાઓ પર પથરાયેલો કાંપ જુઓ એની સાથે અસંખ્ય પ્રાણીઓના મુડદાં પણ તેમાં જોવા મળે ! અને હૈયુ ફરી કંપી ઊઠે !

ટેલીફોનનાં થાંભલાં નમી પડેલા હતા. અને રસ્તાઓ પર વાયરો ઝૂલી રહ્યા હતા

જ્યાં ત્યાં લોકો ભીંજાયેલો માલસામાન રસ્તા પર ખડકતા ત્યારે કરુણ દૃશ્યો નજરે પડતાં.

લોકો કાદવ ખૂંદીને પણ આવજા કરતા દુર્ગંધ અને ગંદકીને ગણકાર્યા વિના પસાર થતા લોકોને ઊલટી થઇ જતી! પશુઓનાં શબ જોઈને તો કમકમાં આવી જતાં !

આવી હતી સૂરતની સુરત.

શહેરની રોનક અને રમણીયતા નાશ પામી હતી.

## ( ૪૪ ) વાતાવરણમાં કરુણ સોપો પડી ગયો !

રેલ દરમિયાનની રાત્રીઓએ, કયારેક તો લાગતું કે

વાતાવરણમાં કરુણ સોપો પડી ગયો છે !

દિવસ દરમિયાન પણ 'ગમગીનીનાં દશ્યો નજરે પડયાં કરતાં.

જેમણે પોતાનું સર્વસ્વ ગુમાવી દીધું છે તેઓ આશ્રય માટે, અન્ન માટે, વસ્ત્ર માટે અહીંતહીં ઘૂમતા હતા.

કેટલાંય સ્થળોએ જાણે નિરાશ્રિતોનાં ટોળેટોળાં જોવાં મળતાં અને આંખ ભીની થઈ જતી.

ઘરમાંથી બહાર નીકળ્યા કે વળી કોઈ કરુણ કથા જોવા અને જાણવા મળતી

સ્ત્રીવર્ગ પાણી માટે વલખાં મારતો હતો. દૂર દૂર સુધી એક ડોલ પાણી મેળવવા લોકો દોડતા હતા. પાણી માટે ઠેરઠેર લાઈનો લાગતી.

નાનાં બચ્ચાંઓ માટે દૂધ મેળવવા લોકો કકળાટ કરતા હતા.

## (૪૫) નફાખોરીનો રાક્ષસ બેઠો થયો

મુસીબતો ! મુસીબતો !

કુદરતી આફતો સહન કરી લેવાય છે પણ નરાધમતા લોકો સહન નથી કરી શકતા.

લાચાર લોકો ત્યારે સમસમી ઊઠે છે !

જીવન જરૂરિયાતની જે ચીજો જોઈએ તે ન મળે કે મોંઘા દામથી મળતી થઈ જાય ત્યારે લોકો ભયભીત બની જાય છે.

સામે ઊભેલો નફાખોરીનો રાક્ષસ લોકોને ડરાવી દે છે.

કાળાં બજારનો આ દૈત્ય જે અટ્ટહાસ્ય કરી દેખાડે છે

ત્યારે લોકો અસહાય બનીને ભોગ આપી દે છે !

પણ અંતરમાં સતત ચચરાટ ઊઠયા કરે છે.

રેલ દરમ્યાન સુરત શહેરમાં પણ નફાખોરીનો રાક્ષસ બેઠો થયો ! ઠેર ઠેર ઘૂમ્યો ! ખૂબ નાચ્યો ! ને કંઈકને પોતાના બાહુમાં સપડાવી લીધા !

## (૪૬) કાળાં બજારનો રિપોર્ટ

શહેરમાં કાળાં બજાર છડેચોક થયાં.

દૂધના પાવડરના ડબ્બાનો ભાવ વધીને અગિયાર રૂપિયા થઈ ગયો ! કન્ડેન્સ્ડ મીલ્કના ડબ્બાના ભાવ પણ 'કન્ડેન્સ્ડ' ન રહ્યા ! પીગળીને વધતા જ–વહેતા જ ગયા !

'એક શેર દૂધ જોઈએ છે ?'

'તો લાવો રૂપિયા બે, ઉપર થોડું પરચુરણ પણ મૂકો. લો,લઈ જાવ, જાવ, ચુપચુપ ચાલ્યા જાવ ! વળી શું જુઓ છો એમા ? પાણી વધુ પ્રમાણમાં દેખાય છે ? શું કહો છો, અડધો અડધ ? અરે, ભલા માણસ, તમને દૂધ મળ્યું એ જ મોટું ભાગ્ય માનો ને !'

*

'પપ્પા ! આ કેળાંની લારી ચાલી !'

દીઠાં ન ગમે એવાં કેળાં હતાં. કલાક બે કલાક પછી તો બિલકુલ ફેંકી દેવાં જેવાં જ એ થઈ જવાનાં હતાં

પણ દીકરો છ જિદ્દી ! એની મા પણ દીકરાની વહારે ધાઈ. 'બે દિવસથી છોકરાંઓને દૂધ પણ મળતું નથી. કેળાં અપાવો ... !'

ભાવ પૂછયો તો આપણને તાવ ચડી ગયો ! બે રૂપિયે ડઝન !

*

સાંભળો તો ! બજારમાં શાક મળતું હશે. જાવ ને, પાસ તો કરો ! આખો દિવસ આકાશમાં શું જોયા કરો છો ?'

બજારમાં જઈને જોયું તો, સાવ વાસી સડેલાં શાકભાજી ટીંડાં, કારેલાં, કંટોલાં અને ખર્ટાકા મળતાં હતા.

લોકો મોંઘાં દામ આપીને ખરીદી જતા હતા. કશું પણ પિયા–દોઢ રૂપિયાથી નીચા ભાવે મળતું નહોતું.

*

અંધારપટને કારણે લોકો બમણા ભાવ આપીને મીણબત્તી ખરીદી લાવતા હતા. બૅટરીના શેલ લેવા જનારાઓને તો વેપારીઓ 'ચીરી' નાખતા હતા !

ફાનસ... ! વેપારી ગ્રાહકની 'નસ' પારખીને વાત કરે. દશ–અગિયાર રૂપિયાથી નીચે મળે જ નહીં !

દીવાસળી મોંઘી, સિગારેટ પણ મોંઘી !

ફરસાણ ને બિસ્કીટ પણ મોંઘાં !

સાંભળ્યું છે કે સ્ટેશન ઉપર આઠ રૂપિયે કીલો ફરસાણ વેચાયું હતું. મીઠાઈના પણ બમણા ભાવ લેવાયા હતા.

આજે પણ લોકો એ નફાખોરોની સમીપથી પસાર થાય છે ત્યારે......

## (૪૭) વેપારીઓની યોજના ધૂળમાં મળી !

તેલ, ખાંડ અને કેરે સીન !

રેલનું જોર નરમ પડયા પછી શહેરમાં આ ચીજોની કૃત્રિમ તંગી વર્તાવા લાગી હતી સૂકી ચા પણ મળતી નહોતી.

અનાજની તંગીનો પણ ભય સેવાતો હતો.

ગુજરાત સરકારે તાબડતોબ હેલિકોપ્ટરો દ્વારા સુરતમાં અનાજનો પુરવઠો ઉતારવા માંડયો.

સરકારે વેપારીઓને કડક ચેતવણી આપી કે શહેર માટે કેરોસીન અને અનાજની પૂરતી વ્યવસ્થા છે. જો તેઓ પરિસ્થિતિનો ગેરલાભ ઉઠાવશે અને સંગ્રહખોરી કરશે તો તેમની સામે સરકાર કડક પગલાં લેશે.

સુરતના કલેકટરે પણ ઝડપી પગલાં લીધા હતા. મુકત ખાંડના વેપારીઓને બોલાવીને લોકોને રૂ. ૩-૬૦ના ભાવે ફીલો ખાંડ મળે એવી વ્યવસ્થા કરી હતી.

સમયસરની ઝડપી વ્યવસ્થાને લઈને સત્તાવાળાઓએ વેપારીઓને 'કાબૂ'મા લઈ લીધા હતા.

## (૪૮) રેલ્વે લાઇન પર ભંગાણ

મુંબઈ–અમદાવાદનો રેલ્વે વહેવાર થોડાં થોડાં વરસે રેલ અને અતિવૃષ્ટિને કારણે ખોરવાઈ જતો હોય છે.

કયારેક તો દિવસો સુધી સળંગ વહેવાર ફરી ચાલુ થઈ શકતો નથી.

આ વરસે પણ મુંબઈ–અમદાવાદનો વ્યવહાર પૂરને કારણે ખોરવાઇ ગયો. રેલ્વે લાઇન પર ઠેરઠેર ભંગાણો પડયાં. પાટાઓ ઝૂલતા થઈ ગયા! લાઈનો ધોવાઈ ગઈ.

ઉધના અને સૂરત વચ્ચે મોટું ભંગાણ પડયું. મરોલી–નવસારી વચ્ચે અને અમલસાડ-બીલીમોરા વચ્ચે પણ ભંગાણો પડયા.

મહુરા દરવાજા નજીકના રેલ્વે ગરનાળાને નુકસાન થયું છે. ૩૨ ફૂટનું ગાબડું પડતાં પાટાઓ અદ્ધર થઈ ગયા છે.

સૂરત અને કોસંબા વચ્ચે ચાર સ્થળોએ ભંગાણો પડયાં છે.

બીલીમોરાથી મુંબઈ અને અમદાવાદથી કોસંબા સુધી ટ્રેનો આવ જા કરે છે

છઠ્ઠી ઑગસ્ટે પડેલું રેલ્વે ભંગાણ આ લખાઈ છે ત્યાં સુધી ( એટલે કે તા. ૨૧મી ઑગસ્ટ સુધી ) હજી સાંધી શકાયું નથી.

રેલ્વે લાઈનો પર છ થી સાત હજાર કામદારો રાતદિવસ કામ કરે છે.

ભંગાણોને લઈને રેલ્વેને પચ્ચોતેર લાખ રૂપિયાનું નુકશાન થયું છે એવો અંદાજ છે.

## (૪૯) બેંકો પણ બંધ રહી !

ગમે તેવા સંજોગોમાં પણ બેંકો નેગોશીએબલ ઈન્સ્ટ્રુમેન્ટ એક્ટ હેઠળ અગાઉથી રીઝર્વ બેંકની પરવાનગી વિના અને તેના ગ્રાહકોને ચોક્કસ દિવસો પહેલાં જાહેરાત દ્વારા માહિતી આપ્યા વિના, મંજૂર થએલા રજાના દિવસો સિવાય તેનું કામકાજ બંધ રાખી શકતી નથી

આ વેળા રેલની આફતે બેંકોનું કામકાજ પણ સ્થગિત કરી દીધું હતું. બુધ, ગુરૂ. શુક્ર, શનિ શહેરની તમામ બેંકો ફરજિયાત બંધ રહી હતી

એ પછી બારમી ઑગસ્ટથી બેંકોએ મર્યાદિત કામકાજ શરૂ કર્યું હતું.

સ્ટેટ બેંકે રાહતકાર્ય માટે સરકારી તંત્રને જરૂરી નાણાં આપ્યાં હતાં. શહેરની અન્ય બેંકોને જોઈતાં નાણાં અમુક પ્રમાણમાં આપવામાં આવ્યાં હતાં.

શહેરની અન્ય બેંકોએ પણ મર્યાદિત પ્રમાણમાં બેંકીંગ કામકાજ શરૂ કરી દીધું હતું.

સુરતની સ્ટેટ બેંક પાસેની અગિયાર કરોડની રકમની ચલણી નોટોના જથ્થામાંથી આસરે પાંચેક કરોડની ચલણી નોટો રેલના પાણીથી ભીંજાઈને નાશ પામી હોવાના સમાચાર પ્રસિદ્ધ થયા છે.

બેંક સત્તાવાળાઓએ તેની અમદાવાદની હેડ આફિસને માહિતી મોકલી આપી છે.

બગડેલી નોટોની તપાસ કરવા રીઝર્વ બેંકના ખાસ અધિકારી સુરત આવશે.

સ્ટેટ બેંકે કલીયરીંગ હાઉસનું કામકાજ છેક તા. ૧૯મી અગસ્ટથી શરૂ કર્યું હતું. એ દિવસે, કહે છે કે, સોળ હજાર ચેકો સ્ટેટ બેંકમાં જમા થવા આવ્યા હતા!

બેંકો ચાર દિવસ બંધ રહી ત્યારે સુરતના એક હાસ્ય-લેખકે કટાક્ષમાં જણાવ્યું હતું કે 'અત્યારે તો લોકો માટે બેંકોના આલિશાન મકાનો જ છે, પૈસા નથી!'

૧૯૫૯ની રેલ વખતે પણ સ્ટેટ બેંકની રૂા. ત્રણેક કરોડની ચલણી નોટો નાશ પામી હતી એમ કહેવાય છે.

## ( ૫૦ ) બહારથી પોલીસ બોલાવી

સૂરતમાં કાયદો અને વ્યવસ્થાના બંદોબસ્ત માટે એસ

આર. પી.ની ચાર ટુકડી (ચારસો પોલીસો) બહારથી આવી પહોંચી હતી.

## ( ૫૧ ) એસ.ટી. તંત્રને લાખોનું નુકસાન

સૂરતના એસ. ટી. તંત્રને પણ લાખો રૂપિયાનું નુકસાન થયાની વિગતો જાહેર થઈ છે.

મોટા જથ્થામાં ટાયર તથા સ્પેરપાર્ટસ પૂરનાં પાણીમાં ઘસડાઈ જવાં પામ્યાં છે.

લગભગ એકસો જેટલી એસ. ટી. બસો ઉપર રેલનાં પાણી ફરી વળતાં તેમને વ્યાપક નુકસાન થયું છે.

એસ. ટી. વર્કશોપના કામદારો ત્રણ દિવસ સુધી ભૂખ્યા તરસ્યા ઑફિસમાં ઘેરાઈ ગયા હતા. સત્તાવાળાઓએ તેમને રાહત પહોંચાડી હતી.

## (૫૨) ઉધના પણ તારાજ થયું

ઉધના ઉદ્યોગનગર તથા ઉધના ગામમાં પણ પૂરનાં પાણી ફરી વળ્યાં હતાં.

અનેક કારખાનાંઓ પાણીથી તરબોળ બની ગયાં હતાં. ઇંટની ભઠ્ઠીઓને પારાવાર નુકસાન થયું છે.

એક ગરનાળું અને એક નહેર પણ તૂટી જવાં પામ્યાં છે.

કેટલીક મોટરટ્રકો પૂરનાં પાણીમાં ઘસડાઈ જવા પામી છે.

નુકસાનીનો અંદાજ એક કરોડ રૂપિયાનો ગણાય છે.

## (૫૩) રાંદેરનું રુદન

રાંદેરના એંસી ટકા લત્તાઓમા પાણી ફરી વળ્યાં હતાં.

દોઢસો જેટલાં કાચા મકાન તૂટી પડયાં છે. હળપતિઓનાં અસંખ્ય ઝૂંપડાં તણાઈ ગયાં છે.

રાંદેર નજીકના ભિક્ષુકગૃહમાં રહેતા બાસો જેટલા ભિક્ષુકોને તથા સ્ટાફને મંગળવારે સવારે જ ખસેડીને રાંદેર સુધરાઈના હોલમાં આશ્રય આપવામાં આવ્યો હતો.

રાંદેર, રામનગર અને જહાંગીરપુરા વિસ્તાર મળીને પચીસ શખ્સો રેલમાં તણાઈ ગયાં હતાં.

## (૫૪) જન્માષ્ટમી મેળો બંધ

દર વરસે ગોકુળ અષ્ટમીએ આઠ દિવસ સુધી સૂરતમાં રૂવાળાને ટેકરે ભરાતો ઐતિહાસિક જન્માષ્ટમી મેળો આ વરસે બંધ રહ્યો છે.

રેલની આફતના સંજોગોને ધ્યાનમાં લઈને અને ખાસ તો શહેર સુધરાઈ અને જનતાના સ્વાસ્થ્યના હિતમાં આ મેળો ભરાય એ ઠીક નથી એવો પોકાર ઊઠતાં સત્તાવાળાઓએ મેળાના સ્ટોલ્સ માટે પરવાનગી નહીં આપવાનું જાહેર કર્યું હતું.

જન્માષ્ટમીના આમમેળાથી સૂરત વંચિત રહે એવો પ્રસંગ સુરતના ઇતિહાસમા ખરેખર અપૂર્વ લેખાશે.

## ( ૫૫ ) નંદનવન નષ્ટ થયું

પૂરનાં પાણી માત્ર સૂરતને જ અસર કરી ગયાં નહોતાં. સૂરત, ભરૂચ અને વલસાડ જિલ્લામા પણ જુદી જુદી નદીઓમાં પૂર આવ્યાં હતાં અને ચારેકોર કાળો કેર વર્તી ગયો હતો.

રેડિયો દ્વારા દેશપરદેશ હજી તો માત્ર સુરતની જ બેહાલ દશાનું બ્યાન રજુ થતું હતું.

બે દિવસ પછી હજારો લોકો સુરત શહેરમાં બહારથી આવવા લાગ્યા.

સૂરતની કરુણ દશા તેમણે જોઈ અને તેમની આંખો ભીની થઈ.

એ પછી તેઓએ જિલ્લામાં થયેલી ખાનાખરાબીનો ચિતાર આપવા માંડયો, ત્યારે તો સૂરતીઓ ઘડીભર પોતાનું દુઃખ ભૂલી જવા લાગ્યા !

દક્ષિણ ગુજરાતની અગિયાર નદીઓ છલકાઇ ઊઠી હતી અને લાખો એકર ખેતી ધોવાઈ ગઈ હતી.

પશુધન મોટા પ્રમાણમાં નાશ પામ્યું હતું.

કેળની વાડીઓનું સત્યાનાશ વળી ગયું હતું. તૈયાર થવા આવેલ પાકનું નામનિશાન રહ્યું નહોતું. અસંખ્ય વૃક્ષો તૂટી પડયાં હતાં.

લોકોની માલમિલકતને લાખો રૂપિયાનું નુકસાન થયું હતું. કેટલાયે ઘરો અને ઝૂંપડાઓનો નાશ થયો હતો.

કમમાં કમ બસો માણસોએ તેમના જાન ગુમાવ્યા હતા.

ગ્રામ્યજનો કહેતા હતા કે ભાઈ, નંદનવન નષ્ટ થઈ ગયું છે !

## (૫૬) દવાઓ આવી પહોંચી

રેલની વિદાય પછી શહેરમાં ભયંકર રોગચાળો ફાટી નીકળવાની દહેશત સેવાતી હતી.

સરકારે તાબડતોબ દવાઓ અમદાવાદથી મંગાવી.

ડાયરેકટર ઓફ ડ્રગ્સ શ્રી પટેલ હડકવાની રસી, ગ્લુકોઝ સેલાઈન, ઈન્જેકશનો તથા બીજી દવાઓનો જથ્થો લઈને સૂરત આવી પહોંચ્યા.

કોલેરાની રસીઓ પણ મંગાવવામાં આવી હતી.

શહેરની તમામ હૉસ્પિટલો તથા આરોગ્યકેન્દ્રોને દવા અને રસીનો પૂરતો જથ્થો ફાળવી આપવામાં આવ્યો.

એક આફત પછી બીજી આફતનું શહેર ભોગ બને તે પહેલાં જ ચાંપતાં પગલાં ભરવામાં આવ્યાં.

સુરતમાં કોલેરાના કેટલાક કેસો માલમ પડતાં શહેર અને જિલ્લામાં કોલેરાની રસીઓ મૂકવાનું કામ પૂરજોશમાં શરૂ થઈ ગયું.

## (૫૭) ઘોડાઓ મરવા લાગ્યા !

સુરત મ્યુ.ના આરોગ્ય સમિતિના અધ્યક્ષ ડૉ. જગદીશ પન્નાલાલે માહિતી આપી હતી કે પૂરમાં સપડાયેલા છતાં બચી ગયેલા ઘોડાઓને વિચિત્ર પ્રકારનો રોગ લાગુ પડયો છે. આવો જ રોગ ૧૯૫૯ની રેલ વખતે પણ ઘોડાઓને લાગુ પડયો હતો.

આ રોગના ઉપદ્રવથી ઘોડાઓ ઊભા ઊભા જ મરણ પામે છે.

## (૫૮) છાપાંઓ માટે પડાપડી

તાપી નદીની નજીક આવેલું 'ગુજરાતમિત્ર' દૈનિકનું મકાન પણ પૂરનાં પાણીનું ભોગ થઈ પડયું હતું.

મકાનની ત્રણે બાજુઓ પર રેલનાં પાણી ઘૂઘવતાં હતાં.

પ્રેસમાં પાણી ઘૂસી જતાં રોટરીયંત્ર તથા અન્ય યંત્રોને નુકસાન થવા પામ્યું છે. કાગળના રોલ પણ ભીંજાઈ જવા પામ્યા છે.

૧૯૫૯ની રેલ વખતે પણ 'ગુજરાતમિત્ર' પ્રેસને નુકસાન થવા પામ્યું હતું.

ચાલુ વરસે રેલ દરમ્યાન બે દિવસ (બુધ-ગુરુ) ગુજરાતમિત્ર દૈનિક બંધ રહ્યું હતું. એ પછી શુક્રવારથી સુરતના અન્ય પ્રેસોમાથી તે પ્રગટ કરવામાં આવ્યુ. શુક્રવારે શ્રી ઇન્દુભાઈ શેલતના 'પ્રકાશ' પ્રેસમાંથી 'ગુજરાતમિત્ર' પ્રગટ થયું ત્યારે હજારો વાચકોએ તેની નકલો મેળવવા પડાપડી કરી હતી. મોડી સાંજ સુધી નકલો છપાતી જ રહી તો ય ઘણા વાંચકો નકલો મેળવી શકયા નહોતા.

બીજા દિવસથી 'ગુજરાતમિત્ર' શ્રી મોહનભાઈ બદામીના 'જૈનાનંદ' પ્રેસમાં છપાઈને બહાર પડવા લાગ્યુ.

રેલ દરમ્યાન સાંજનું 'પ્રતાપ' દૈનિક પણ એક દિવસ બંધ રહ્યું હતું.

એ પછી કેટલાક દિવસો સુધી 'પ્રતાપ' સવાર અને સાંજ બંને વખત શહેરમાં પ્રગટ થતું રહ્યું.

'લોકસત્તા' દૈનિક વડોદરાથી છપાઈને બહાર પડતું હોવાથી સુરતના વાંચકોને ત્રણચાર દિવસ બિલકુલ મળી શકયું નહિ !

એ પછી મોટર વહેવાર શરૂ થઈ જતાં 'લોકસત્તા', અમદાવાદનાં દૈનિકો 'સંદેશ' અને 'ગુજરાત સમાચાર' સુરતમાં હજારોની સંખ્યામાં વેચાવા લાગ્યાં.

મોટરો ભરી ભરીને બહારથી દૈનિકોના પારસલો આવતા અને વાંચકો તેના પર તૂટી પડતાં.

સુરતના દૈનિકો સિવાય બહારના દૈનિકોની આસરે ચાલીસ પચાસ હજાર નકલો રોજ શહેરમાં ખપતી હતી એમ સ્થાનિક ન્યુઝ એજન્ટો જણાવે છે.

અમદાવાદનું 'ટાઇમ્સ' સુરતને લગભગ દસેક દિવસ સુધી મળી શક્યુ નહોતું.

મુંબઇના દૈનિકપત્રો તો હજી ય મળી શકતા નથી.

## (૫૯) તાર, ટેલીફોન, ટપાલ શરૂ થયાં ત્યારે . .

શનિવાર તારીખ દસમીએ શેરીમાં વીકાઇ પોસ્ટમેનની બૂમ સાંભળીને થયું કે ચાલો, ટપાલ પણ શરૂ થઈ ગઈ!

પછી માહિતી મળી કે મંગળવારે સૂરત આવેલી અને વહેંચાયા વિના પડી રહેલી ટપાલોનો આજથી નિકાલ થતો હતો.

ઘૂંટણપૂર કાદવ ખૂદતાં પોસ્ટમેનો ટપાલ વહેંચવા નીકળ્યા હતા. તેમના કપડાં પર કાદવના ડાઘ દેખાતા હતા.

સુરત–અમદાવાદ વચ્ચે ટેલીફોન વહેવાર પણ અમુકાશે શરૂ થઈ ગયો હતો.

ફરી તાર સર્વીસ શરૂ થઈ ત્યારે સૂરતમાં શરૂઆતના દિવસોમાં બબ્બે હજાર તારોની ડીલીવરી થતી હતી !

ટ્રેન વહેવાર તો બંધ હતો પણ પોસ્ટખાતાએ મોટરો દોડાવીને ટપાલ વહેવાર ચાલુ કરી દીધો હતો. જો કે ટપાલો ચાર દિવસે મળવા લાગી. તા. ૧૭મી ઓગસ્ટે પોસ્ટ કરેલી

રાજકોટ–મુંબઈની ટપાલો સુરતમાં ૨૧મી ઑગસ્ટે મળતી હતી.

આંગડિયાઓએ રેલ ઊતર્યા પછી ચાર–પાંચ દિવસે મુંબઈ સાથેનું કામકાજ અમુક પ્રમાણમાં શરૂ કરી દીધું હતું.

## (૬૦) રેડિયો સ્ટેશન અને વિમાનઘર

સુરતમાં રેડિયોમથક ચાલુ થઈ ગયું હોત તો ?

સંપૂર્ણ હવાઈ મથક સુરતને આ પહેલાં જ મળી ગયું હોત તો ?

એ બન્નેની અહીં કેટલી મોટી આવશ્યકતાઓ છે તે આ વેળા પુરવાર થઈ.

લોકોને રેલની સમયસર ચેતવણીઓ આપવા માટે, ભયગ્રસ્ત સ્થળોના લોકોને દોરવણી આપવા માટે, રાહત અને સહાય પહોંચાડવા માટે, અફવાઓનું ખંડન કરવા માટે, જિલ્લા અને બહાર પણ તાકીદના સંદેશાઓ મોકલવા માટે રેડિયોમથક કેટલું ઉપયોગી થઈ પડયું હોત !

સત્તાવાળાઓનાં કેટલાંય કામ સરળ થઈ પડ્યાં હોત.

એ જ રીતે સુરતમાં વિમાનઘર હોત તો બહારથી રાહતસાધનો અને બચાવસાધનો જલદીથી મેળવી શકાયાં હોત.

વહેલામાં વહેલી તકે સુરતમાં સર્વાંગસજ્જ વિમાની મથક હવે સ્થપાઈ જશે એવી આશા રાખીએ.

## (૬૧) ૨૭ કરોડનું નુકસાન

સધર્ન ગુજરાત ચેમ્બર્સ ઑફ કૉમર્સ ઍન્ડ ઇન્ડસ્ટ્રીઝે કરેલી એક ઝડપી મોજણી મુજબ સુરત શહેરના ઉદ્યોગોને

કુલ સત્તાવીશ કરોડનું જંગી નુકમાન થયું છે.

ચેમ્બરના પ્રમુખ શ્રી પ્રવીણચંદ્રે પત્રકારોને આ માહિતી આપી હતી.

જે પ્રતિનિધિમંડળે આ પ્રાથમિક સર્વે કરી હતી તેમા શ્રી મણિભાઈ ચેવલી, 'સુરજરામ બચકાનીવાળા, શ્રી મોરાર ભાઈ જરીવાલા, શ્રી પરભુદાસ ભાઈચંદ મોદી, શ્રી સન્મુખ લાલ કાપડિયા,' શ્રી ઉત્તમભાઇ ખોલવડવાળા, શ્રી જયંતિ ભાઈ હાથીવાળા વગેરેનો સમાવેશ થાય છે.

આ પ્રતિનિધિમંડળે ઉદ્યોગ સ્થળોની મુલાકાત લઈ થયેલી બેહાલી નજરોનજર નિહાળી હતી

શહેરની સુરત ટેક્ષટાઈલ મીલ, સુરત ડી કો–ઓ. સ્પીનીંગ મીલ્સ તેમજ નીરંજન મીલને વ્યાપક નુકસાન થયું હતુ.

નિરંજન મીલને દશથી બાર લાખ રૂપિયાનું નુકસાન થયું છે.

શ્રી કાશીરામ જગદીશ ગૃપના કારખાનાઓને વીસ લાખ રૂપિયાનુ નુકસાન થયાનો અંદાજ છે.

કારખાનામાં બે માણસો મગ્ણ પામ્યા હતા

શહેરની આર્ટસિલ્કની ચાલીસ હજાર યંત્રશાળોમાંથી ત્રીસ હજાર યંત્રશાળોને નુકમાન થયું છે

આર્ટસિલ્ક ઉદ્યોગને રૂા. પંદર કરોડથી વધુ નુકમાન થયું છે.

શહેરના જુદા જુદા આઠ જેટલા એન્જીનિયરીંગ એકમોને થયેલું નુકસાન લગભગ એક કરોડથી પણ વધુ હોવાનો અંદાજ છે.

જરીના લગભગ ૨૦૦ જેટલા કારખાનાંઓને નુકસાન ગયું છે.

જરી અને હીરા ઉદ્યોગ મળીને એક કરોડના નુકસાનનો અંદાજ છે.

યાર્નના વેપારીઓને પણ એક કરોડનું નુકસાન થયું છે.

આ સિવાય બીજા અનેક નાના મોટા ઉદ્યોગોને, વેપારીઓને થયેલું નુકસાન કરોડો રૂપિયાનું છે.

શહેરના પુસ્તક પ્રકાશકો તથા વિક્રેતાઓને પણ ઘણું નુકસાન થયાના સમાચાર મળે છે. શ્રી હરિહર પુસ્તકાલય, શ્રી ગજાનન પુસ્તકાલય તથા શ્રી પોપ્યુલર બુક સ્ટોરને નુકસાન થયું છે. કાગળના વેપારીઓને તથા છાપખાનાંઓને પણ ગંભીર નુકસાન થયું છે.

## (૬૨) આંખોમાં ઝળઝળિયાં આવી જતાં

એક વેપારીએ મુલાકાતમાં જણાવ્યું હતું કે જ્યારે તેઓ ખુવારીનાં દશ્યો નિહાળી રહેતાં ત્યારે અનેકની આંખો ભીંજાઈ જતી.

તારીખ સાતમી ઓગસ્ટનો કારીગરોનો પગાર ચૂકવવા વેપારીઓને શહેર બહારથી નાણાં મેળવવા દોડધામ કરવી પડી હતી.

વ્યાજના આકરા દરોની શરત સ્વીકારવી પડી હતી.

હકીકતો સાંભળતાં અને કરુણ દશ્યો નિહાળતાં પત્રકારોનાં હૈયાં પણ વલોવાઈ જતાં હતાં.

સુરત અને જિલ્લાની થયેલી બરબાદીની જીવંત તસવીરો

લઈને અમદાવાદના 'ગુજરાત સમાચાર' દૈનિકના છબીકાર શ્રી ઝવેરીલાલ મહેતા કાર્યાલયમાં પહોંચ્યા અને તસવીરોનો થોકડો ટેબલ પર મૂકી દેતાં બોલી ઊઠયા:

'આ છબીઓ નથી, પણ કેમેરાની આંખનાં આંસુ છે!'

ગુજરાત સમાચારના પત્રકાર શ્રી હરીશ નાયક જેઓ પણ છબીકારની સાથે ફરતા હતા તેમણે કહ્યું:

'અનેક કરુણ નવલકથાઓ જાણે થીજી ગઈ છે!'

## (૬૩) નગરશેઠે ચૂંદડી ચઢાવી

સુરતમાં જ્યારે મોટી રેલ આવે છે ત્યારે અત્રેના નગરશેઠ તાપીમાતાની વિધિસર પૂજા કરે છે અને ચૂંદડી ચઢાવે છે.

દોઢસો વરસથી આ પ્રથા ચાલી આવે છે.

બુધવાર તારીખ સાતમીએ શહેરના નગરશેઠ ડૉ. નવીનચંદ્ર બાબુભાઈએ વાજતે ગાજતે નદી ઓવારે જઈ શાસ્ત્રોક્ત વિધિ સહિત પોતાની આંગળીમાંથી લોહી છાંટી તાપીમાતાને ચૂંદડી, શ્રીફળ અને પુષ્પો અર્પણ કરી, કોપ શાંત કરવા પ્રાર્થના કરી હતી.

## (૬૪) એ બે દિવસ અને બે રાત

'પ્રતાપ'માં શ્રી અમીન આઝાદે લખ્યું છે:

''મંગળવાર સાંજથી તાપીનાં પૂરે પોતાનો કારમો પંજો આ શહેરની પ્રજા ઉપર ઉપાડવાની શરૂઆત કરી. ત્યાર પછી એ પંજાની ભીંસ વધતી વધતી ૪૮ કલાકમાં

કેવી ભયંકર થઈ તે તો જેણે ભોગવી હોય તે જ જાણે એ યાતના કલ્પનાની–શબ્દોની–સમજની બહાર હતી માત્ર પાંચ ઇન્દ્રિયોના અનુભવની જ એ વાત હતી તેમા પણ ગરીબ અને મધ્યમ વર્ગની યાતનાનો તો કોઈ જુદો જ, વિચિત્ર અને અકળાવનારો ઈતિહાસ હતો એ કદી યે છાપાના પાને ચઢશે કે કેમ, તે રામ જાણે ..'

આ બે દિવસની યાતનામા અમે જોયુ કે કુદરત સિવાય કોઇ બેલી થયુ નહોતુ.

એવા સમયે શ્રદ્ધાઓ, ધાર્મિક માન્યતાઓ સાત્વન આપતી હોય છે. હિંદુઓ તેમના આરાધ્ય દેવોને સ્મરી રહ્યા હતા મુસલમાનો સતત થોડી થોડી વારે બાગ પોકારીને તેમની અલ્લાહમા યકીન હોવાનુ જાહેર કરી રહ્યા હતા "

## (૬૫) આભાર ! આભાર !

મધરાતનો સમય હતો

નાનપરા પોલીસ લાઇન્સમા પાણી ધૂસી જતા ચીસાચીસ થઈ ઊઠી નજીકની કોમર્સ કોલેજના દશ વિદ્યાર્થીઓ સાથે પ્રો હકુમત દેસાઈએ ધસમસતા પ્રવાહમા જઇને પચાસેક જેટલા બાળકો અને મોટેરાઓને ખસેડી લીધા

એ પછી તો પૂરનુ જોર એકદમ વધી ગયુ બીજાઓને ખસેડી ન શકાયા તેઓને માળ ઉપર ચઢીને રાત ગાળવી પડી

બીજે દિવસે વિદ્યાર્થીઓનો આભાર માનવા ગયેલા પોલીસો ગળગળા થઈ ગયા હતા

## (૬૬) ૧૬૬૪ થી ૧૯૬૮ સુધીની આફતો

કુંભારીઆના શ્રી કાંતિ સિદ્ધપુરીઆએ સુરત પર જે વિવિધ આફતો ૧૬૬૪થી ઊતરી આવી છે તેની નોંધ પ્રતાપમાં મોકલી છે જે નીચે મુજબ છે. ૩૦૪ વર્ષમાં લગભગ ૪૧ આફતો સુરત પર આવી છે.

૧૬૬૪ દુકાળ અને લૂંટ
૧૭૨૭ મોટી રેલ
૧૭૨૯ મોટી રેલ
૧૭૩૨ દુકાળ
૧૭૪૦ દુકાળ અને ધરતીકંપ
૧૭૭૬ મોટી રેલ
૧૭૮૨ પ્રચંડ વાવાઝોડું
૧૭૯૦ સુડતાળો કાળ
૧૭૯૭ મોટી રેલ
૧૮૦૪ સાંઠો કાળ
૧૮૧૦ રેલ
૧૮૧૩ અગણોતરો કાળ
૧૮૧૯ ધરતીકંપ
૧૮૨૨ આગ
૧૮૨૨ મોટી રેલ
૧૮૩૫ રેલ
૧૮૩૭ મોટી આગ
૧૮૪૨ આગ
૧૮૪૩ રેલ
૧૮૪૮ આગ
૧૮૪૯ રેલ
૧૮૫૭ ધુમકેતુ દેખાયો
૧૮૬૪ કોલેરા
.૧૮૬૭ સટ્ટાની આફત
૧૮૬૯ ચોકની આગ
૧૮૭૩ રેલ (૯૨ ફીટ)
૧૮૭૫ કોલેરા
૧૮૭૬ એક દિવસે ૧૬" વરસાદ
૧૮૭૬ રેલ (૯૬'.૭'') ફીટ
૧૮૮૧ કોલેરા
૧૮૮૨ ગાજવીજનું તોફાન
૧૮૮૩ ધુમકેતુ દેખાયો
૧૮૮૩ મોટી રેલ (૧૦૧'.૧' ફીટ)
૧૮૮૯ આગ
૧૮૯૩ કોલેરા
૧૮૯૬–૯૭ પ્લેગ
૧૯૩૮ હોડી હોનારત
૧૯૪૧ મોટી રેલ
૧૯૪૪ મોટી રેલ
૧૯૫૯ મોટી રેલ ૧૦૧.૫૦ ફીટ
૧૯૬૮ મોટી રેલ ૧૦૨ કરતાં વધુ પાણી

## (૬૭) રેલના રણશૂરાઓ

રેલ દરમ્યાન રાદેરની એ એન છ મી ઓફિસના એક કર્મચારી શ્રી આઇ એચ નાખુદાએ દોઢસો હળપતિઓને બચાવ્યા હતા પોતાની આફિસનો તમામ સરસામાન પણ તેમણે ઉગારી લીધો હતો પોતાની પાસે પગારના વધેલા રૂપિયા આઠ તેમણે હળપતિઓને આપી દીધા હતા

બજરંગ વ્યાયામશાળા સચાલક શ્રી શુકલે નજીકની હોસ્પિટલના માણસોને શ્રી રણજીત દેસાઈ તથા બીજા સાથીઓની સહાયથી ખોરાક પહોંચાડયો હતો

રાદેર પોલીસ સ્ટેશન નજીક પીપરડીવાળા હોસ્ટેલમા ઘેરાઈ ગયેલા વિદ્યાર્થીઓને શ્રી જયત શુકલ, શ્રી વિનાયક પડયા વગેરેએ ખોરાક પહોંચાડયો હતો સુધરાઇના પ્રમુખ શ્રી છોટુભાઈ કાપડિયાએ પણ તેમના સાથીઓ સાથે દોડી જઈને નીચાણવાળા ભાગોમાથી લોકોને ખસેડી આસરો આપ્યો હતો

પાચ હાટડીના શ્રી ડાહ્યાભાઈ પટેલે શ્રી જગનભાઇ પટેલના ટ્રેકટર વડે ઘટી ચાલુ કરી અનેક લોકોને લોટ દળી આપી સેવા બજાવી હતી આ કાર્યમા સાયકલ સ્ટોરવાળા શ્રી સૈયદ અને બીજાઓએ સ્વયસેવકો તરીકે સહાય કરી હતી

## (૬૮) ખેતીવાડીનો કરુણ ધબડકો

સૂરત જિલ્લાના તેર તાલુકાઓની પૂરગ્રસ્ત પરિસ્થિતિનો ચિતાર મેળવવા જિલ્લા પચાયતના પ્રમુખ શ્રી ઝીણાભાઈ દરજીએ તાલુકા પચાયતના પ્રમુખો અને અધિકારીઓની તાબડતોબ સભા મેળવી

એ સભામા તમામ તાલુકાઓની તારાજીનુ કરુણ ચિત્ર રજૂ થયુ

સભાએ રેલમા પ્રાણ ગુમાવેલ આત્માઓની શાતિ માટે બે મિનિટનુ મૌન પાળ્યુ હતુ

વિનાશની પૂરી માહિતીઓ તાલુકા સત્તાવાળાઓ તાત્કાલિક રજૂ કરી શકયા નહોતા કેટલાય ગામડાઓનો હજી સપર્ક સાધી શકાયો નહોતો

જે રજૂઆત થઈ તે પરથી ખ્યાલ આવ્યો હતો કે ગામડાઓમા ખેતીવાડીનો કરુણ ધબડકો વળી ગયો છે હરિજનો અને હળપતિઓના ઘર તો સર્વત્ર નાશ પામ્યા છે મધ્યમ વર્ગના લોકોના ઘરોને પણ નુકસાન થયુ છે

પશુઓની જાનહાનિ મોટા પ્રમાણમા થઈ છે

ચોર્યાસી તાલુકાનુ ચિત્ર અતિકરુણ હતુ

## (૬૯) જિલ્લાની જાનહાનિ

કલેકટર શ્રી મુસા રઝાએ જણાવ્યુ હતુ કે સૂરત જિલ્લામા વિનાશક પૂરમા લગભગ ૫૦ થી ૭૦ હજાર ઢોરો મોતને શરણ થયા છે

ગુજરાત રાજ્યના શિક્ષણપ્રધાન શ્રી ગોરધનદાસ ચોખાવાળાએ માહિતી આપતા જણાવ્યુ હતુ કે સૂરત જિલ્લામા લગભગ ૧૦૦ (સો) માણસો પૂરમા માર્યા ગયા છે

## (૭૦) ગણદેવીમાં બાર મેર તૂટી પડયા!

ચોવીસ કલાકમા એકવીસ ઇચ વરસાદ'

ગણદેવી વિસ્તારમાં તા. ૬ઠ્ઠી ઓગસ્ટે બારે મેઘ તૂટી પડ્યા હતા.

એ સાથે વેંગણિયા નદીમા ભયંકર પૂર આવતાં દસ શખ્સો તથા ત્રણેક હજાર જેટલા ઢોરોની જાનહાનિ થવા પામી હતી

ગણદેવી સ્ટેશન પાણીમાં ડૂબી ગયું હતુ સ્ટેશનમાસ્તર શ્રી-નટુભાઈ તેમ જ શ્રી દોલતરાય દેસાઈ વગેરેએ બસો જેટલા માનવીઓને છાપરા પર ચઢાવીને ઉગારી લીધા હતા

વેસ્ટર્ન રેલ્વેના મૅનેજરે બ ને અધિકારીઓની કદર કરી દરેક રૂા પ૦નું ઈનામ આપ્યું છે

ગણદેવી તાલુકાના અનેક ગામોમા ખેતીવાડીને ભારે નુકસાન થયુ છે.

ગડતની સહકારી મ ડળીને સાત લાખ રૂપિયાનુ નુકસાન થયાનો હેવાલ છાપામા પ્રગટ થયો છે

## (૭૧) બીલીમોરાના બનાવો

વર્તમાનપત્રોમા એવા હેવાલ છપાયા હતા કે બીલીમોરા નજીક ૧૩૦ મૃતદેહો મળી આવ્યા છે પણ તે સમાચારો અતિશયોક્તિભર્યા પુરવાર થયા છે

બીલીમોરાની આજુબાજુના વિસ્તારો પાણીમા ગરકાવ થઈ ગયા હતા

બીલીમોરા નજીક અ બિકા નદી પરના રેલ્વેપુલને થયેલુ નુકસાન હવે ગભીર પ્રકારનુ છે એમ જાહેર થયુ છે પુલના પાયા હચમચી ગયાની વાતો છાપામા પ્રગટ થઈ છે

મુસીબતમા મૂકાયલા લોકોને માટે શહેરમા ભોજન અને

રાહતકાર્યની સુંદર વ્યવસ્થા કરવામાં આવી હતી.

બીલીમોરા સુધરાઈના પ્રમુખ શ્રી વિજયકુમાર પટેલ, શ્રી કોલિયા તથા શ્રી રાજપુત અને બીજા આગેવાનોએ સેવાકાર્યમાં પ્રશંસનીય સહાય કરી હતી.

## (૭૨) મુખ્ય પ્રધાનનો રોમાંચક અનુભવ

પત્રકારો સાથેની વાતચીતમાં ગુજરાતના મુખ્ય પ્રધાને જણાવ્યું હતું :

'મારી જિંદગીમાં મારી જન્મગાંઠના દિવસે જ બે વાર રોમાંચક હકીકતો બની ગઈ છે.

આજે મારી ૫૪મી વરસગાંઠ છે. ત્યારે તાપી–નર્મદાના પૂરની તારાજી નજરે નિહાળવી એ મારા માટે રોમાંચક અનુભવ છે.

એવો જ બીજો રોમાંચક અનુભવ મને મારી ૨૭મી વરસગાંઠના દિવસે થયો હતો. 'હિંદ છોડો'ની લડત વેળા મને મારી જન્મગાંઠના દિવસે જ બ્રિટીશ સરકારે પકડી લેતાં બીહાઈન્ડ ધી બ્રિટીશ બાર્સ (જેલના સળિયા પાછળ) જવાનો અનુભવ થયો હતો.

## (૭૩) આજુબાજુનાં ગામડાંઓનો વિનાશ

કેટકેટલાં ગામોનો કરુણ ચિતાર જોવા અને જાણવા મળે છે!

સત્તાધીશો અને કાર્યકર્તાઓ ગામડે ગામડે ફરે છે અને થયેલી તારાજી નિહાળીને ગમગીન બની જાય છે.

કતારગામમાં કેટલાંય ઘરો તૂટી પડયાં! કઠોરની પણ ભારે બેહાલી થઈ. ત્યાં લોકોને પારાવાર નુકસાન થયું છે. હજી ઘણાં શબ ત્યાં પડેલાં છે.

ખોલવડ–કામરેજની પાયમાલી પણ દીલ કંપાવનારી છે. બે હજાર જેટલાં મકાન બેસી ગયાં ચારસો પાકાં મકાનોને પણ નુકસાન થયુ.

ઓલપાડમાં આઠસો મકાનો પડી જવાની હાલતમાં છે. ઓલપાડ નજીકના કેટલાક ગામોમાં પારાવાર નુકસાન થયું છે.

વાલોડ તાલુકામાં એક હળપતિ કુટુંબના સાત માણસો પૂરમાં તણાઈને માર્યા ગયાં છે.

## (૭૪) બહાદુર બારડોલી !

બારડોલીના શ્રી સુલેમાન બધર્સ, મોમીનુલભાઈ ઉમરભાઈ વગેરે પચાસેક મુસ્લીમ ભાઈઓ તરાપા પર તૈયાર રસોઈ અને પીવાનું પાણી લઈને કઠોરના પૂરપીડિતોને સહાય કરવા ગયા હતા.

બારડોલી મહિલા મંડળની બહેનોએ રાતદિવસ રસોડું ચલાવીને પૂરગ્રસ્તોને ખોરાક પૂરો પાડયો હતો.

બારડોલી કોલેજના આચાર્યશ્રીની અપીલથી વિદ્યાર્થીઓ રાહતકાર્યમાં લાગી ગયા હતા.

બી એ. બી. એસ. હાઈસ્કૂલ તથા વામદોત હાઈ સ્કૂલના વિદ્યાર્થીઓ અને શિક્ષકોએ ઞાફરદી કરીને વાહન વહેવારના અંતરાયો દૂર કરી દીધા હતા.

## (७५) बोधपाठ आपी गया

नाग, देडको अने नोळियो.

एकमेकना प्रतिज्ञ शत्रुओ !

त्रणे एक ज वृक्ष पर साथे साथे बेठां होय एवुं बने तो समजवुं के तापीमां पूर आव्यां छे !

हा, ए सिवाय आ त्रणे दुश्मनो एक ज जग्याए आश्रय लेवा भेगां न थाय !

बारडोलीमां आ अद्भुत बनाव बनी गयानी वात जाणवा मळी छे

आपत्तिमां हिंसकता वीसरी जईने भाईचारानी भावना केळवीने आ प्राणीओए मनुष्योने मोटो बोधपाठ आप्यो छे.

## (७६) सेवा, सफाई अने प्रार्थना

सुरत म्यु. कोर्पोरेशनना प्राथमिक शिक्षक-शिक्षिकानी एक टुकडीए लालालाजपतराय बाग सामे सफाईकाम कर्युं हतुं.

आ कार्यमां जे. जे. ट्रेनिंग कोलेजना विद्यार्थीओ पण जोडाया हता.

सार्वजनिक मिडल स्कूलमां रेलमां मरी गयेला मान वीओ माटे मूक प्रार्थना करवामां आवी.

सुरतनी अनेक स्त्रीसंस्थाओए पण सेवाकार्यमां सहाय करी छे.

झांपाबजार प्रगति मंडळे पण सफाईकाम कर्युं हतुं.

હિંદુ મિલન મંદિર તરફથી રેલગ્રસ્તોને વાસણ, કપડાં તથા ભોજન અપાયાં હતાં.

અનેક સ્થળોએ પૂરપીડિતોને આશ્રય આપવામાં આવ્યો હતો. તેમને ભોજન તથા અન્ય રાહતો આપવામાં આવી.

સોનીફળિયાના મ્યુનિ. સભ્ય શ્રી પુષ્પાબહેન દવે તથા શ્રી ભીખુભાઈ લાકડાવાળાએ રાતદિવસ રાહતકાર્યમાં સુંદર સેવા બજાવી.

## (૭૭) સૂરતમાં કેટલા ડૂબી ગયા ?

સૂરતની રેલ હંમેશા કેટલાક કુટુંબ-માળાંઓને પીંખી જતી હોય છે.

આશાસ્પદ યૌવનધનનો પણ નાશ કરતી જાય છે.

શહેરની ગાંધી ઇજનેરી કોલેજના બે વિદ્યાર્થીઓ શ્રી ધનપ્રકાશ ગુપ્તા ( દહેરાદુન ) અને શ્રી પ્રહલાદ અગરવાલ (કાનપુર) પૂરનાં પાણીમાં ડૂબી ગયા હતા.

તેમની સાથેના સતરંજન શર્મા નામના વિદ્યાર્થીને ઉમરાના એક સાહસશૂરા યુવાને બચાવી લીધો હતો.

શહેરનો એક બ્રાહ્મણ પૂજારી પણ પૂજા કરવા જતા ડૂબી ગયો હતો.

લાકડાં કાઢવા ગયેલા કેટલાક જણ પણ ડૂબી ગયાના હેવાલ મળે છે.

શહેરમા અન્યત્ર પણ ડૂબી મર્યાના કેટલાક કિસ્સાઓ બન્યા છે.

બડેખાં ચકલાનો સૈયદ નામનો યુવાન રાહતકાર્ય કરતા

જાન ગુમાવી બેઠો હતો.

આ સિવાય પુલને પેલે પાર એક મદ્રાસી કુટુંબના ચાર સભ્યો પૂરનાં પાણીમાં ઘસડાઈ ગયાં હતા. નવ સભ્યોનું આખું કુટુંબ વૃક્ષ પર આસરો લઈ રહ્યુ હતું.

અડાજણના ખેતરોમાંથી અઠ્ઠાવીસેક લાશો મળી આવ્યાંની વિગત પ્રસિદ્ધ થઈ છે.

ઉભરાટ નજીક એક મોટર ઘસડાઈ આવી હતી જેમાં ચાર માણસોનાં શબ હતાં એવી વિગત વર્તમાનપત્રોમાં પ્રગટ થઈ છે.

મોટા વરાછામાં બે બાળકો અને એક ડોશીમા તણાઈ ગયાં હતાં.

## (૭૮) હેલિકોપ્ટરમાંથી ખોરાકનાં પડીકાં ફેંકયાં

રેલ દરમ્યાન ભરૂચ અને સૂરત જિલ્લાના ગ્રામ્ય વિસ્તારોમા હેલિકોપ્ટરોદ્વારા ખોરાકનાં પડીકા ફેંકવામાં આવ્યાં હતાં.

દરેક પડીકું લગભગ એક મણ વજનનું હતું.

ગ્રામ્ય વિસ્તારમાં એક બાળા પર આવું પડીકું પડતાં થયેલી ઇજાને કારણે તે મૃત્યુ પામી હતી

## (૭૯) તાપી નદીમાં આવેલી રેલની હકીકત

'પ્રતાપ' દૈનિકમાં શ્રી દાસબહાદુર વાઈવાળાએ તાપી નદીમાં આવેલી રેલની કેટલીક માહિતીઓ સાલવાર નીચે મુજબ જણાવી છે.

| | | | |
|---|---|---|---|
| ૧૯૪૯ | ૧૭ મી સપ્ટેમ્બર | ૯૭'-૬" | પાંચ દિવસ પછી ઊતરી |
| ૧૯૫૦ | ૧૮ મી સપ્ટેમ્બર | ૮૬'-૦" | |
| ૧૯૫૧ | ૧૦ મી ઓગષ્ટ | ૮૨'-૦" | |
| ૧૯૫૪ | ઓક્ટોબર | | નાનપુરા બાગની ૨૦૦ ફીટની દીવાલ તૂટી ગઈ. |
| ૧૯૫૯ | ૧૫ મી સપ્ટેમ્બર | ૧૦૧'– થી વધુ | વરીયાવી બજારની ૧૭૦ ફીટની દીવાલ તૂટી પાંચ દિવસ સુધી રેલ રહી. |
| ૧૯૬૮ | ૬ ઠી ઓગષ્ટ | ૧૦૧' ફીટથી વધુ | સુરત શહેર અને ગામડાંમાં પારાવાર નુકસાન થયું. શહેરના ઉદ્યોગને ભયંકર ફટકો પડયો. |

## (૮૮) પુલના પીલરો સાથે અથડાયાં તોતીંગ વૃક્ષો

માંડવી અને મઢી વચ્ચેનો તરસાડી પુલ તૂટી જતાં એ વિસ્તારના ધંધા રોજગારને ગંભીર અસર પહોંચી છે.

પીઢ કોંગ્રેસી કાર્યકર શ્રી પ્રેમશંકર ભટ્ટે આ વિસ્તારોની મુલાકાતો લીધી હતી.

પુલ તૂટી જતાં બારડોલી કોલેજમાં ભણતા વિદ્યાર્થીઓને લાવવા લઈ જવા માટે એક મશીન બોટ સરકાર તરફથી અપાઈ છે

જંગલમાંથી તોતીંગ વૃક્ષો પૂરમાં ઘસડાઈને પુલના પીલરો સાથે અથડાયા હતા.-

## (૮૧) મહેસૂલમાફી, મદદ અને લોન

દક્ષિણ ગુજરાતના પૂરગ્રસ્ત વિસ્તારો માટે ગુજરાત સરકાર તાબડતોબ રાહત યોજનાની જાહેરાત કરી છે

જેઓની જમીન ધોવાઈ ગઈ છે અને પાકનો નાશ થયો છે તેઓને સંપૂર્ણ મહેસૂલમાફી આપવામા આવશે

ઘરવખરી ફરી વસાવવા માટે રૂા ૧૫થી માંડીને રૂા ૨૦૦ સુધીની મદદ અપાશે

રેલની આપત્તિમા જે કુટુંબનો આધાર ગણાતો શખ્સ મૃત્યુ પામ્યો હશે તે કુટુંબને રૂા. ૫૦૦ની સહાય મળશે કુટુંબના અન્ય સભ્યનુ મરણ થયુ હશે તો રૂા અઢીસો લેખે કુટુંબને મદદ અપાશે

મકાન સહાય માટે રૂપિયા અઢીસો સુધી મફત સહાય આપવામા આવશે આ સિવાય નુકસાની થઇ હોય તો તેવા કિસ્સાઓમા રૂપિયા પાચ હજાર સુધીની લોન મળી શકશે

જેઓના દુધાળા ઢોર નાશ પામ્યા હશે તેમને પણ રોકડ રાહત અને એક હજાર રૂપિયા સુધીની લોન પણ આપવામા આવશે

## (૮૨) નર્કમાંથી સ્વર્ગનુ કરે છે સર્જન

શહેર અને જિલ્લામા ઠેરઠેર સેવાભાવી કાર્યકરોની ટુકડીઓ સફાઈ કામ માટે ફરી રહી છે

વાલોડ, વ્યારા અને વેડછી વિભાગમા શ્રી જુગતરામ દવે અને શ્રી ઝીણાભાઈ દરજીની આગેવાની હેઠળ ચાલતી ઉત્તર બુનિયાદી હાઈસ્કૂલના અનેક વિદ્યાર્થી ભાઈબહેનો જિલ્લાના

રેલગ્રસ્ત વિસ્તારોમા સફાઈકાર્ય માટે પોતાના સાધનો સાથે ઊપડી ગયા છે

આ વિદ્યાર્થીઓ માર્ગો પરનો કાદવકીચ્ચડ ઊલેચીને ટ્રકોમા ભરે છે ગટરો અને જાજરૂઓ પણ સાફ કરે છે અને ઠેર ઠેર ગંદકીમા સબડતા આળસુ લોકોને સેવા અને શ્રમનો સબક પણ શિખવે છે, નરકમાથી તેઓ ફરી સ્વર્ગનુ સર્જન કરતા રહે છે

## (૮૩) સૂરત બીજુ જાપાન

શહેરના જાણીતા પત્રકાર શ્રી પ્રમોદ મહેતાએ એક મુલાકાતમા જણાવ્યુ હતુ,

God is Great

ઈશ્વરની યોજના પહેલી, પછી બીજી બધી આપણી યોજનાઓ

માનવજાત પર અવારનવાર આફતોની ઝીક વરસાવવા પાછળ કુદરતનો શો સંકેત હશે ? શી વ્યવસ્થા હશે ?

સૂરત બીજુ જાપાન છે જાપાન દેશ પર અવારનવાર ધરતીકંપની આફતો આવતી હોય છે તેમ સૂરત પર રેલ અને આગની આફતો આવતી જ રહે છે

## (૮૪) એક અરમાન બચાવી લઈને

કયા જઈ રહી છે બહેન ?

બહેન તો કઈ બોલતી જ નથી રેલના પાણી વીંધીને એ તો જઈ રહી છે

ગામ તારાજ થઈ ગયુ છે ઘરમા કઈ જ બચ્યુ નથી

કોણ જાણે તો ય એક અરમાનને બચાવી લઈને એ બહેન કયા જઈ રહી હશે ?

આંધી અને તોફાન પૂર અને વરસાદ એ બધાંની વચ્ચેથી પણ બહેન કામળો ઓઢીને જઈ રહી છે.

બહેન ભાઈને ઘેર જઈ રહી છે.

આજે છે રક્ષાબંધનનો દિવસ.

સડસડાટ પહોંચી ગઈ ભાઈને ઘેર! એની આંખમાં આસુ હતા, હૈયામાં હતા અરમાન!

ભાઈ પ્રત્યેના પ્રેમે બહેનના પવિત્ર મનમાં પ્રકાશ પાથર્યો.

અને બહેનને એક વિચાર ઝબકારો મળી ગયો! તેણે પોતાના કામળામાંથી એક તાતણો ખેંચી કાઢી લાડીલા વીરાને કાંડે બાંધી દીધો!

મહુવા ગામની છે આ કથા.

ભાઈ-બહેનના પવિત્ર પ્રેમનું કેવુ અદભુત દૃષ્ટાંત!

## (૮૫) કેશ-બોક્ષને બચાવી લીધી

દોઢ લાખની રકમ!

એસ. ટી. કર્મચારીઓને પગાર ચૂકવવા માટે સ્ટેટ બેંકમાથી લાવવામાં આવી હતી.

કેશિયર શ્રી ગુલામઅલી ફકીરભાઇ ગાડ' મંગળવારે ફરજ પર હાજર થયા, ત્યારે જોયું તા દેમાર વરસાદ વરસી રહ્યો છે અને પૂરનાં પાણી વધી રહ્યા છે.

સ્ટાફમા હાજરી જૂજ જણાતી હતી.

એસ. ટી. ઓફિસના વિસ્તારમા દસ ફૂટ પાણી ફરી

વર્ષ્યાં હતાં

હવે શ્રી ગુલામઅલી ગભરાયા.

તિજોરીમાં કેશબોક્ષ હતી. ચાવી હતી ડેપો મેનેજર પાસે; અને તેઓ તો વિભાગીય નિયામકના બંગલામાં ઘેરાઈ ગયા હતા.

હવે શું કરવું ?

વર્કશોપના મીકેનિક શ્રી કુલકર્ણીએ હામ ભીડી તરતાં તરતાં ગયા અને ચાવી લઈ આવ્યા.

ચોકીદાર શ્રી ભાઈમિયાં અને શ્રી નાનુભાઈ શાહ મદદે આવ્યા. બધાએ મળીને કેશબોક્ષ એક એસ. ટી. બસના છાપરા પર ચઢાવી.

તેઓ પણ બધા એ જ બસ પર ચઢી ગયા ભૂખ્યા તરસ્યા બે દિવસ સુધી ત્યાં જ બેસી રહ્યા !

ઉપર આભ અને નીચે છે પાણી !

રેલના એ રણશૂરાઓનું બહુમાન કરવાનું અને રોકડ રકમનું ઈનામ આપવાનું એસ. ટી. કોર્પોરેશને નક્કી કર્યું છે

## (૮૬) ઝૂંપડીમાં શું જોયું ?

રેલ ઊતરતી જતી હતી.

એક બાઈ પોતાની ઝૂંપડીના શા હાલ છે તે જોવા દોડી.

ઝૂંપડીમાં ડોકિયું કર્યું ત્યાં એની સામે જ ઝુલતા સાપે ફૂંફાડો માર્યો અને તેની છળી મર્યાની ચીસ વાતાવરણને ચીરી રહી......

સૂરત નજીકનો આ બનાવ છે.

## (૮૭) લિખા હૈ ખાનેવાલા કા નામ!

પૂરનાં પાણીથી ભીંજાયેલી અનાજની અસંખ્ય ગુણો નિહાળીને અનાજના વેપારીઓની આંખો ભીની થઈ જતી હતી.

લોકો પણ આ ભીંજાયેલું અનાજ જોઇને રડી લેતા હતા. એટલા માટે કે તેઓ અનાજ વગર ટટળતા રહેતા અને અહીં હજારો ગુણ દબાયેલી પડી રહેતી!

હવે એ બધું ભીંજાયેલું અનાજ સરકાર ટ્રકો ભરી ભરીને લઈ જઈ તાપીમાં પધરાવે છે.

કોઈએ કહ્યું છે કે ભગવાને અનાજના દાણેદાણા પર તેના ખાનારનું નામ લખ્યું છે. આ ભીંજાયેલું અનાજ સાગરરાજાના નસીબનું હશે! તે આરોગશે અથવા તો જલચર જીવોનો તે ખોરાક બની જશે!

ઊડતાં પંખીઓને જો વાંધો ન હશે તો તેઓ પણ આ અનાજનું દાન (!) સ્વીકારી લેશે!

## (૮૮) ધન્ય છે આ ધરતીને!

ચિંથરેહાલ વસ્ત્રો. દૂબળું શરીર.

આંગણામાં એક બાઇ આવીને ઊભી.

અમે પૂછ્યું : 'શું જોઈએ છે?'

બાઈ બોલી, 'થોડો લોટ આપો.'

એ સ્ત્રી કોઈ ભિખારી નહોતી. યાચક પણ લાગતી નથી. એની આંખની ખુમારી જ કહી આપે છે કે એ ભૂખે મરતી ભિખારણ નથી....

અમે પૂછયું : 'લોટનું શું કામ પડયું ? કંઈ ખાવાનું જોઈએ છે તારે ?'

બાઈએ જવાબ આપ્યો : 'ના, ના, હું ભિખારણ નથી. થોડો લોટ આપો તો રોટલા બનાવીને ઓલા પૂરપીડિતોને મોકલવા છે. મારે ઘરે લોટ ખલાસ થઈ ગયો છે. સાંજે આવશે. તે પહેલાં તો પહોંચતાં કરવા જોઈશે.'

અમે લોટ આપ્યો.

થોડી વાર પછી અમે કુતૂહલ ખાતર પાલડી સામેના મેદાનમાં છાવણી નાખીને રહેલા એ કુટુંબોની કામગીરી જોવા નીકળી પડ્યા.

પેલી બાઈ ત્યાં રોટલા કરતી હતી. નજીકમાં એનું બાળક બેઠું હતું.

બાળકે પેલા તૈયાર રોટલાની એક ધાર તોડવાનો પ્રયત્ન કર્યો. તે ભૂખ્યું થયું હતું.

પેલી બાઈએ બાળકને સમજાવતાં કહ્યું : 'દીકરા, એ રોટલાને ન અડીશ એ તો પારકાં છે. તારા બાપુ હવે આવતા જ હશે તે બીજો લોટ લઈ આવશે, હું તને તેમાથી રોટલો ઘડી દઈશ. બેટા, થોડી વાર રાહ જો !'

આ પ્રસંગ અમદાવાદનો છે. શ્રી નીરુભાઈ દેસાઈએ લખ્યો છે.

## (૮૯) વેપારઉદ્યોગને પાંચ કરોડની લોન

દક્ષિણ ગુજરાતના વેપારઉદ્યોગને હવે ફરી બેઠા કરવાના છે.

આ માટે કરોડો રૂપિયાની જરૂર પડશે

ગુજરાતના નાણાંપ્રધાન શ્રી જશવંત મહેતા ઊપડ્યા મુંબઈ.

મોટી મોટી બેંકોના ચેરમેનો જોડે મંત્રણા કરી. ગુજ-રાતના વેપારીઓ વતી લોનની માંગણી કરી.

મુંબઈની પાંચ બેન્કોએ આ માંગણી તરત જ કબૂલી.

બેંક આૅફ બરોડા, બેંક આૅફ ઈન્ડિયા, દેના બેંક, સેન્ટ્રલ બેંક અને સ્ટેટ બેન્ક આૅફ ઈન્ડિયા પાંચ કરોડ રૂપિયાથી વધુ રકમ દક્ષિણ ગુજરાતના ઉદ્યોગો અને વેપારી-ઓને આપવા કબૂલ થઈ.

યુ. કો. બેન્ક પણ પચાસ લાખ રૂપિયાની લોન આપશે.

બેંકો પાંચ વરસની મુદત માટે લોન આપશે. લોનનો વ્યાજનો દર છ ટકા રહેશે. પ્રથમ બે વરસ લોનના હસા ભરવાના નથી, પણ પછી ત્રણ વરસમાં લોનનાં નાણાં ભરપાઈ કરી આપવાનાં રહેશે.

## (૯૦) ફૂલની ફોરમ

ઘાટકોપર.

મુંબઈનું એક પરું.

ગુજરાતના પૂરગ્રસ્તોની રાહત માટે ત્યાં સરઘસ નીકળ્યું હતું.

રસ્તાની કોરે ઊભી ઊભી એક બાળા સરઘસ જોઈ રહી હતી.

કોને ખબર તેના દિલમાં શું પ્રેરણા થઈ! તરત જ તેણે પોતાના અંગ ઉપરથી નવું નક્કોર ફ્રોક ઉતારીને રાહત-ફાળાની ઝોળીમાં મૂકી દીધું!

કાર્યકરભાઈ તો જોઈ જ રહ્યા !

આજુબાજુ ઊભેલા લોકો આ દૃશ્ય જોઈને મુગ્ધ થઈ ગયા.

ફૂલની ફોરમ તે આનું નામ !

## (૯૧) રાંદેરનું જોખમ

ગુજરાતના પંતપ્રધાન શ્રી હિતેન્દ્રભાઈ દેસાઈએ ગંદેરના પૂરગ્રસ્ત વિસ્તારોની મુલાકાત લીધી હતી.

એક જાહેરસભામાં તેમણે જણાવ્યું હતું કે કેન્દ્રના સિંચાઈ અને વીજળી પ્રધાન ડૉ. રાવે એવો મત આપ્યો છે કે ઊકાઈ યોજનાનું કામ પૂરું થતાં તાપીના ખીણ વિસ્તારને સંરક્ષણ મળશે. રાંદેરના ધોવાણનો ભય પણ પછી રહેશે નહીં.

રાંદેરના સામાજિક કાર્યકર શ્રી ઠાકોરભાઈ પટેલે જણાવ્યું હતું કે આ વેળાના પૂરમાં તાપી નદીનો પ્રવાહ રાંદેર તરફ સોથી દોઢસો ફીટ બદલાયો છે. આથી રાંદેર માટે ભય ઊભો થયો છે.

## (૯૨) સાહેબને સમજાવી દીધા !

સાલ હતી ૧૯૨૭.

ત્યારે અમદાવાદમાં મી. ચેટફીલ્ડ કમિશનર હતા.

અમદાવાદ સુધરાઈના પ્રમુખ હતા સરદાર વલ્લભભાઈ પટેલ.

ગુજરાતમાં જળપ્રલયનું સંકટ આવીને ઊભું હતું.

રાહતકાર્ય માટે નાણાંની મોટી રકમની જરૂર હતી. સરદાર તો પહોંચી ગયા કમિશનર પાસે.

જળપ્રલયની ભયંકરતાથી કમિશનરને વાકેફ કર્યા. સરકારે તાબડતોબ રાહત માટે નાણાં મંજૂર કરવા જોઇએ એવો પ્રસ્તાવ મૂકયો.

ચેટફીલ્ડ સાહેબે તો સરદાર પટેલને કાયદાની ગૂંચ દેખાડી કહ્યું :

'હું દુકાળ માટે નાણાં ખરચી શકું, પણ આ તો જળપ્રલય છે. એ માટે મારાથી રકમ મંજૂર શી રીતે થાય?'

સરદાર પટેલે તરત જ જવાબ આપ્યો : 'વહાલા સાહેબ, જળપ્રલય એ પણ દુકાળ જ છે. અમે એને લીલો દુકાળ કહીએ છીએ.'

ગોરો અફસર સમજી ગયો.

તરત જ એણે દુષ્કાળ રાહત ફંડમાંથી એક કરોડ રૂપિયા આપ્યા.

ઉપરાંત કલેકટરોની સભા બોલાવીને સૌને સરદારના કાર્યમાં સાથ આપવાની સૂચના કરી.

પછી તો ગામેગામ રાહત ટુકડીઓ ઘૂમતી થઈ ગઈ.

## (૯૩) જિલ્લામાં થયેલું નુકસાન

સૂરત જિલ્લાના ૧૩ તાલુકાઓમાં થયેલા નુકસાનના સત્તાવાર આંકડા નીચે મુજબ છે.

આમાં સૂરત શહેરનો સમાવેશ થતો નથી.

તારીખ છઠ્ઠી ઑગસ્ટ ૧૯૬૮ની તાપીનાં પ્રચંડ પૂરે

તાપીની સપાટીને ૧૦૩,૬ ફૂટ સુધી આંકી હતી જેણે અત્યાર સુધીનો વિક્રમ તોડી નાખ્યો છે

પૂરના પાણી પાચ દિવસે ઓસર્યા હતા ૬૩૬,૨ ચોરસ માઇલ વિસ્તારના ૫૦૫ ગામોને પૂરના પાણીની અસર થઇ છે

સૂરત શહેર સિવાય જિલ્લાના ૨,૫૩,૩૨૨ શખ્સોને પૂરની અસર થઈ છે ૧,૭૦,૭૫૭ એકર જમીનને નુકસાન પહોચ્યુ હતુ અને તેમાનો પાક નાશ પામ્યો હતો

૧૧૨ શખ્સો અને ૭૮૪૯ ઢોરો પૂરમા તણાઈ ગયા હતા (જેમા સુરત શહેરના ૧૭ માનવીઓ અને ૧૦૪૮ પશુઓનો સમાવેશ થાય છે)

જિલ્લામા ૩૦,૬૦૬ ઘરોને નુકસાન પહોચ્યુ છે, જેમા સુરત શહેરના ૩૩૧૦ મકાનોનો સમાવેશ થાય છે

આ પૂરથી સરકારી મિલકતને રૂા ૭૮,૫૭,૪૦૦નુ, પચાયત અને અર્ધસરકારી સસ્થાઓને રૂા ૩૦,૯૯,૬૭૦નુ, સહકારી મડળીઓને રૂા ૨૮,૧૬,૬૪૦નુ, ટ્રસ્ટ અને ધર્માદા સસ્થાઓને રૂા ૨,૩૧,૧૦૦ નુ, મકાનોને રૂા ૭,૫૭,૧૭,૫૯૫ નુ અને ઘરા સિવાય અન્ય માલમિલકતોને રૂા ૧,૯૧,૮૦,૩૩૬નુ અને ખેતીવાડીને રૂા ૩ ૧૯,૮૭,૪૪૮નુ નુકસાન થયાનો અદાજ છે

## (૯૪) જોયાં ગામેગામ આવાં દશ્યો !

ગામ અસ્નાબાદ

પત્રકારો ફરતા ફરતા ત્યા જઈ પહોચ્યા

આખા ગામમા એક જ ઘર સલામત ઊભુ હતુ ઊભુ હતુ એટલુ જ માત્ર, બાકી ઘરમા તો પૂરે સત્યાનાશ વાળી

દીધું હતું.

ઘરમાં રહે છે મંગુબહેન.

ખેતીની આવક પર નભે છે.

મંગુબહેને ઘરમાંથી બહાર કાઢેલી ચીજવસ્તુઓ પત્ર-કારોને દેખાડી.

એક બેગમાંના બધાંયે કિંમતી વસ્ત્રો કાદવથી લદબદ થયેલાં નજરે પડ્યાં.

રેડિયો નવો જ લીધો હતો. પણ તેનાં વાલ્વ, બલ્બ અને સરકીટમાં કાદવ ભરાઈ ગયો હતો.

હાર્મોનિયમની એક પેટી સદાને માટે હાર પામીને પડી હતી.

સૂર અને સંગીત તેની લાચારી નિહાળીને ચાલ્યાં ગયાં હતાં!

અને છેલ્લે દેખાડી ભીંજાયલી નોટોનો થોકડો.

અઢીસો રૂપિયાની રકમનો રણકો એમાથી વિદાય થઈ ગયો હતો.

## (૯૫) કોરપોરેશનની કથળેલી હાલત

રેલથી સુરત કોરપોરેશનને એક કરોડ છેતાલીસ લાખ રૂપિયાનુ નુકસાન થયું છે.

શહેરનો વ્યાપાર સ્થગિત થઈ ગયો હોવાંથી થોડા મહિનાઓ સુધી જકાતની આવક પણ ઘટી જશે, આથી ૧૩ લાખ રૂપિયાની ખોટ જશે. આ વરસના બજેટમાં ૪૦ લાખ રૂપિયાની ખાધ પડશે એવો અંદાજ છે. પરિણામે આ વરસે

કેટલાંક કામો મુલતવી રાખવા પડશે.

વહીવટી સંચાલન માટે કોરપોરેશને ગુજરાત સરકાર પાસે ૨૫ લાખ રૂપિયાની લોન માગી છે

## (૯૬) સેવામાં શૂરું ગુજરાત !

શ્રી નીરુભાઇ દેસાઈ 'ગુજરાત સમાચાર'માં લખે છે :

બિહારમાં ધરતીકંપ થયો ૧૯૩૪માં, ત્યાં સૌથી અસરકારક કાર્ય ગુજરાતની ટુકડીએ જ કર્યું. આરંભમાં સૌનો કાફલો અહીંથી જ ઊપડ્યો હતો જેલમાંથી છૂટીને આવતા સૈનિકો, કાર્યકરો બધા આ નવી લડતમાં ઉત્સાહભેર પરોવાઈ ગયા. કેટલાક તો બે વર્ષ સુધી બિહારને સ્વસ્થ કરવામાં રોકાયા

આસામનો ધરતીકંપ, ઓરિસ્સાનો પ્રલય, દેશમાં જ્યાં જ્યાં કોઇ આવી આપત્તિ એના વાધા સજાવીને આવે છે ત્યાં ત્યા ગુજરાતમાંથી અચૂક વહાર ગઇ છે. આ બધા પ્રાંતોમાં ગુજરાતના સેવાકાર્યની જબરી સુવાસ પ્રસરેલી છે

છેલ્લે બિહારના દુષ્કાળમાં સૌથી મોટી ઓથ ગુજરાત અને ગુજરાતીઓએ જ કરી. ગુજરાતમાંથી નાણાં અને સાધનોનો પ્રવાહ ત્યાં અવિરત વહ્યો. વ્યવસ્થા પણ ગુજરાતના કાર્યકરાએ જ સંભાળી પૂજ્ય મહારાજ જેવાએ તેમાં સમગ્ર શક્તિ નીચોવી દીધી શ્રી જયપ્રકાશ નારાયણે ગુજરાતને અંજલિ આપતાં લખ્યું હતું કે તમારા ટપ વગર બિહાર પુનઃ બેઠું ન થઇ શકયું હોત.

આજે પાછો ગુજરાતની તળભૂમિમાંથી એની ખુમારીનો સાદ થયો છે. ત્યારે તો એનું પરમ સ્વરૂપ, ચરમ કાંતિ

જોવા મળે તેમાં નવાઈ નથી. બિહારની વહારમાં કાયા નીચોવી નાખનાર પૂજ્ય મહારાજ પાછા સૂરત જિલ્લામાં બેઠક લગાવે છે પેલા વયવાધીકંય પૂ. રણછોડદાસ મહા–રાજને જાણે આયુષ્યની નવી કેડી લાધી છે.

બુઝર્ગ અને જુવાન એક આખી ફોજ આજે ગુજરાતને પુનઃ ટટાર કરવાના કામે લાગી છે. વડાપ્રધાન, રાષ્ટ્રપતિ સહુ કોઈ મુગ્ધ ભાવે આ વીરશ્રી પર પ્રશંસા વેરે છે.

## (૯૭) યોજનાઓનો અમલ જલદી કરો

શ્રી ભાઇલાલભાઇ પટેલે સૂરતમાં પત્રકારોને જણાવ્યું હતું કે સુરત અને ભરુચના વિસ્તારોને પૂરનાં ભયથી કાયમ માટે મુકત કરવા હોય તો ઊકાઈ યોજના અને નર્મદા યાજનાનો અમલ ઝડપથી થયો જોઇએ

તેમણે કહ્યુ હતુ કે ભરૂચ જિલ્લાના કેટલાક ગામોમાં ભારે નુકસાન થયું છે. તૂટી પડેલા મકાનોને ફરી સસ્તાં ભાવે કેવી રીતે ઊભા કરી શકાય તે માટે હુ મારો સમય અને બુદ્ધિશકિત વાપરવા તૈયાર છુ

## (૯૮) ન જાણ્યું કુંડળીનાથે

અમદાવાદની કોલેજના પ્રોફેસર.

નામ તેમનું શ્રી આર. બી પટેલ

તાપીમાં રેલ આવી ત્યારે તેઓ સૂરતની એક લોજમા ઊતર્યા હતા.

પ્રોફેસર સાહેબ કઠોરથી સુરત આવી રહ્યા હતા. ઘૂંટણ–ભર કાદવ ખૂંદતા ખૂંદતા આવતા હતા

એમના સાથી હતા એક જ્યોતિષી.

નડિયાદના રહેવાસી.

તેઓ પણ સુરત જઇ રહ્યા હતા. સ્ટેશનની સાર્વજનિક હોટલમાં જ તેઓ પણ મુકામ કરવાના હતા.

પ્રોફેસરને થયું કે ચાલો, સોબતી મળી ગયો ઓળખાણ પૂછી તો જાણવા મળ્યું કે તેઓ નડિયાદના જ્યોતિષી છે. જ્યોતિષના કામ માટે સુરત જઈ રહ્યા છે. છાપામાં તેમણે જાહેરાત પણ છપાવી હતી.

પ્રોફેસર સાહેબથી હસી દેવાયું. તેમને થયું કે વાહ કહેવું પડે! બીજાના જોષ જોવા જનાર જ્યોતિષી પોતે જ આ રીતે કાદવમાં કમરપૂર ખૂંપી જવાના છે તેની આગાહી કરી શક્યા નહીં!

કોઈએ સાચું જ કહ્યું છે કે વૈદ્ય પોતાની દવા કરી શકતો નથી અને જ્યોતિષી પોતાનું ભાવિ જોઈ શકતો નથી!

ન જાણ્યું કુંડળીનાથે, સવારે કેવાં કુડાળા;
પૂરનાં, તેમની સમીપ, વહી જવાનાં છે!

## (૯૯) કેળ અને કેડ બને ભાંગી!

ખેતીવાડીમાં વધુ નુકસાન કેળને હતું. કેળનાં ખેતરના ખેતર તબાહ થઇ ગયાં હતાં પાણીએ કેળની અને કેળવાળા ઓની તો કેડ જ ભાંગી નાંખી હતી એટલે સુધી કે કેળ ઘસડાઇ ગયા બાદ એટલી રેતી, કપચી, કાદવ અને ચીક ખેતરમાં જમા થયો હતો કે સાફસૂફી થઈ શકે નહીં અને જોરસરથી ખેતી કરવામાં પણ મુસ્કેલી ઊભી થાય

## (૧૦૦) સમૃદ્ધ બાગબગીચો વેરાન થઈ ગયો

વલસાડ જિલ્લો.

નર્યું નંદનવન!

દુનિયાભરમાં ઉત્તમ અને સુવાસિત, રસમધુર આફૂસ કેરીઓ અહીં નીપજે છે

ફળોનો એ સમૃદ્ધ બાગબગીચો પણ વેરાન થઈ ગયો!

વલસાડ જિલ્લાની અંબિકા, પૂર્ણા, ઔરંગા, ખરેરા અને કાવેરી નદીઓમાં આવેલ પૂરે ૧૮૪ ગામોમાં તારાજી સર્જી છે.

સૌથી વધુ નુકસાન નવસારી અને ગણદેવી તાલુકામાં થયું છે કાલિયાવાડી અને કાછિયાવાડીની વાડીઓ બિલકુલ તારાજ થઈ ગઈ છે

ચીખલી, ગડત, અજગઈ, માણેકપોર, કછોલી, ખખવાડા, સોનવાડી, વેગામ, વીરાવળ, નવસારી, વાસદા વગેરે નદી કાઠાના ગામોને સૌથી વધુ નુકસાન પહોચ્યું છે

## (૧૦૧) વલસાડ જિલ્લાની તારાજીના આંકડા

તારાજી! તારાજી!

અને તેના આકડા!

તારાજીના આકડા કાઢવા એ ખુદ તારાજીને ગમશે નહીં

વલસાડ જિલ્લાની તારાજીના આંકડા સત્તાવાર રીતે નીચે મુજબ જાહેર થયા છે.

પાકને થયેલું નુકસાન રૂા ૧,૨૪,૪૬,૩૩૧,

મકાનોને થયેલું નુકસાન રૂા. ૩૯,૮૬,૧૧૬.

માનવવસ્તી અને ઢોરઢાંખરને થયલું નુકસાન રૂા. ૭૦,૦૦,૦૦૦.

જાહેર સેવાઓને પહોંચેલું નુકસાન રૂા. ૧૬,૪૬,૫૫૭

પંચાયતના માર્ગો અને ખારલેન્ડને થયેલું નુકસાન રૂા. ૧૧,૩૮,૫૦૦.

સહકારી મંડળીઓને તેમજ ઘરવખરીને થયેલું નુકસાન રૂા. ૨૧,૬૪,૮૬૦.

ઉદ્યોગોને થયેલું નુકસાન રૂા. ૩૯,૬૫,૦૦૦.

કુલ રૂા ૩,૧૮,૪૭,૩૮૪નું નુકસાન અંદાજવામાં આવ્યું છે.

આ સિવાય અન્ય માલમિલકતોને થયેલું નુકસાન રૂા. ૧,૭૫,૭૯.૦૨૪નું છે.

## (૧૦૨) માત્ર ૪૮ કલાકમાં !

એપ્રોચ રોડ !

મુંબઈ તરફથી આવતાં ભીલાડ નજીકના પુલનો લગભગ ૨૫૦ ફૂટ લાંબો એપ્રોચ રોડ ધોવાઈ જતાં મુંબઈ તરફનો માર્ગવહેવાર રુંધાઈ ગયો હતો.

અતુલ નજીક પાર નદી પરનો એપ્રોચ રોડ, વલસાડ નજીક ઔરંગા નદી પરનો તેમજ ચંડોળા નદી પરના એપ્રોચ રોડમાં પણ ભંગાણ પડ્યાં હતાં.

આટલાં બધાં ભંગાણો હતાં પણ રાજ્યના જાહેર બાંધકામખાતાએ માત્ર ૪૮ કલાકમાં જ સમારી દીધાં હતાં.

માર્ગવહેવાર તા. ૧૦મી ઑગસ્ટથી જ શરૂ થઈ ગયો.

## (૧૦૩) સમાધિ લગાવી સાધુએ

સુરત સ્ટેશન સરકલ.

આજે વધુ ભવ્ય દેખાય છે.

અહીં છે શ્રી વલ્લભભાઈ પટેલનું સ્ટેચ્યુ.

ચારે બાજુ કમરપૂર પાણી ઘેરાયલાં છે. આખો ય દેખાવ ધીમે ધીમે સરોવર જેવો બનતો જાય છે.

ત્યાં જ સ્ટેચ્યુ પાસે બેઠક જમાવી કોક સાધુએ

સમાધિ લગાવી સાધુ તો બેઠા.

કહે છે કે રેલ ઊતરી જાય એ માટે ભગવાનને પ્રાર્થના કરવા સમાધિ લગાવી હતી. આજુબાજુના લોકો પણ ભેગા થયા. તેઓ ભજન–કીર્તન કરવા લાગ્યા.

## (૧૦૪) નાનું નવસારી : મોટું દિલ

વલસાડથી ત્રણ ખટારા ભરીને કપડાં અને ખાદ્યપદાર્થો નવસારી આવી પહોંચ્યાં.

પૂરગ્રસ્ત અને નિરાધાર લોકોનાં ઉદાસીન ચહેરા પર આનંદની ચમક પ્રસરી.

જોતજોતામાં બે ખટારાની ચીજવસ્તુઓ વહેંચાઈ ગઈ.

ત્યાં કોઈક બોલી ઊઠયુ:

'બસ કરો હવે ભાઈ! જેટલી જરૂર આપણે છે તેટલી જ બીજે પણ છે. આ ત્રીજો ખટારો હવે આગળ જવા દો.'

અને સૌ ખટારાથી દૂર થઈ ગયા.

ખટારો સુરત તરફ દોડવા લાગ્યો.

## (૧૦૫) ઓલપાડને અતિશય નુકસાન

ગુજરાતના કૃષિ અને સહકાર ખાતાના પ્રધાન શ્રી માધવલાલ શાહે એક મુલાકાતમાં જણાવ્યું હતું કે ઓલપાડ તાલુકામાં પૂરથી રૂા. એક કરોડ સત્યાસી લાખનું નુકસાન થયું છે.

ઓલપાડના સરપંચ શ્રી અટોદરીઆએ પત્રકારોને માહિતી આપી હતી કે એકલા ઓલપાડ ગામનું જ નુકસાન પચ્ચીસ લાખ રૂપિયાનું છે.

તાપીમાં આવતાં દરેક પૂર ભાટપોર ગામને સાવ ધોઈ નાખી જતું હોઈ તેને કોઈ અન્ય સ્થળે ખસેડવાની ગામ લોકોએ વિનંતી કરી છે.

## (૧૦૬) વિદ્યાર્થીઓ માટે ઊઘડી છે નવી શાળાઓ

અમદાવાદના સો જેટલા ચૂંટી કાઢેલા વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓની પચાસ પચાસની બે ટુકડીઓને ગુજરાત રાજ્ય યુવક મંડળ તરફથી દક્ષિણ ગુજરાતના પૂરગ્રસ્ત વિસ્તારોના પ્રવાસે મોકલવાનું નક્કી થયું છે.

અમદાવાદમાં મુખ્ય પ્રધાન શ્રી હિતેન્દ્રભાઈ દેસાઈના પ્રમુખપદે મળેલી ગુજરાત રાજ્ય યુવક મંડળની બીજી બેઠકમાં આ નિર્ણય લેવાયો હતો.

શ્રી હિતેન્દ્રભાઈએ જણાવ્યું હતું કે આવા પ્રવાસથી વિદ્યાર્થીઓ અને યુવકોની શક્તિને માર્ગ મળશે એટલું જ નહીં પરંતુ પુરપીડિતોને સહાય કરવા માટેનું યોગ્ય વાતાવરણ પણ સર્જી શકાશે.

આ બેઠકે રાજ્યના યુવક વર્ગની વિવિધ શક્તિઓનો વિકાસ થાય અને તે સમાજને ઉપયોગી કાર્યમાં વાળી શકાય તેમજ રાજ્યના યુવાન વગ માટે વિવિધ પ્રવૃત્તિઓ ચલાવતી સંસ્થાઓના કાર્યનું સંકલન કરી શકાય એ હેતુથી બાવીસ મુદ્દાના એક કાર્યક્રમને બહાલી આપી હતી.

આ કાર્યક્રમમાં પ્રવાસ અને સાહસિક તેમજ અન્ય પ્રવૃત્તિઓ માટે ટુકડીઓનો આંતરપ્રાંતિય વિનિમય કરવો, રશિયામાં થાય છે તેવા વિશાળ પાયા પર યુવક મહોત્સવ યોજવા, યુવકને નેતૃત્વ અંગે તાલીમ આપવી, રાજ્યમાં ચાલતી વિવિધ યુવક પ્રવૃત્તિઓની સર્વે કરવી સાહસ અને સેવાના વિવિધ ક્ષેત્રે ઉચ્ચત્તમ સિદ્ધિ માટે રાજ્ય કક્ષાએ એવોર્ડ આપવા, પ્રવાસ પર્યટન યોજવાં, સાહસવૃત્તિને પોષક પ્રવૃત્તિને વેગ આપવો, નાગરિક સંરક્ષણની પ્રવૃત્તિઓ હાથ ધરવી તથા આકસ્મિક સંજોગો અને જરૂરિયાતની સેવા માટે રાજ્ય કક્ષાનું અને શકય હોય ત્યાં જિલ્લા કક્ષાનાં સ્વયંસેવકોનાં દળોની રચના કરવી વગેરે મુદ્દાઓનો સમાવેશ થતો હતો.

આ વર્ષે આ મહોત્સવ ખૂબ જ મોટા પાયા પર વડોદરા ખાતે યોજવાનું નક્કી થયુ હતું.

થનગની રહેલા ઉત્સાહી અને શક્તિશાળી યુવાનો માટે નવી જ શાળાઓ ઉઘડી ગઈ છે!

## (૧૦૭) આવતી કાલનાં નાગરિકોને અભિનંદન !

આવતી કાલનાં નાગરિકો!

કુદરતી આપત્તિ વેળા અદમ્ય ઉત્સાહ દાખવીને કામ કરી રહ્યાના ચોમેરથી સમાચારો મળે છે.

શાળાઓના વિદ્યાર્થીઓ અને શિક્ષકો અનાજ, કપડાં તથા રોકડ રકમ ઉઘરાવી રાહત ફાળામાં આપી રહ્યા છે.

સચીન, કોસંબા, સાતેમ, વેસ્મા વટાર તથા સૂરતની જૈન શાળાઓએ પણ રાહતફાળો ઉઘરાવી આપ્યો છે. કેટલેક સ્થળે વિદ્યાર્થીઓએ શ્રમદાન પણ કર્યું છે.

## (૧૦૮) ઉદ્યોગપતિઓનો ઉત્સાહ

ગુજરાત રાજ્યનાં નાણાંપ્રધાન શ્રી જશવંત મહેતા મુંબઈમાં જાણીતા ઉદ્યોગપતિઓ શ્રી જે. આર. ડી. તાતા, શ્રી અરવિંદ મફતલાલ, શ્રી પ્રતાપ ભોગીલાલ, શ્રીમતિ સુમતિ મોરારજી તથા શ્રી એસ. કે. પાટિલ વગેરેને મળ્યા હતા.

ઉદ્યોગપતિઓએ લાખો રૂપિયાની મદદનાં વચન આપ્યા હતાં, ઉપરાંત કેટલાંક રચનાત્મક સૂચનો પણ કર્યાં.

ગુજરાત સરકાર કહે તે ગામડાંઓ ફરી વસાવી આપવા ઉદ્યોગપતિઓએ તૈયારી બતાવી હતી.

ગુજરાત સરકારે પાંચ કરોડ વ્યાજમુક્ત લોન બહાર પાડવી જોઈએ એવું સૂચન પણ થયું હતું.

## (૧૦૯) સંખ્યાબંધ પુલોનો નાશ !

ડાંગ !

પૂરે એ જિલ્લા પર પણ વિનાશની આકરી ડાગ ઉપાડી હતી.

વઘાઈમાં એક જ દિવસમાં વીસ ઇંચ વરસાદ પડયો હતો.

વીજળી અને તારના થાંભલાઓ સો સો ફૂટ દૂર ઘસડાઈ ગયા હતા.

કુલ દસ શખ્સો પૂરમાં માર્યા ગયા છે.

ડાંગના વિસ્તારમાં સંખ્યાબંધ પુલો નાશ પામ્યા છે.

## (૧૧૦) એક મોટી વાત !

અમદાવાદના પત્રકારો.

શ્રી હરીશ નાયક અને શ્રી સનત ઝવેરી.

ગુજરાતનો જળપ્રલય નિહાળવા પ્રવાસે નીકળ્યા.

આવ્યા બિલીમોરા.

ત્યાંના ન્યુઝ એજન્ટ શ્રી મગનભાઈ ને મળ્યા. સાથે લીધા અને આજુબાજુનો વિનાશ જોવા નીકળી પડયા.

મગનભાઈએ તેમને રેલ્વે વનાશ બતાવ્યો. બે ગામો ગોઈડી અને ભેંસલાની તારાજી દેખાડી.

પાછા ફરતા એક ભેખડ ચઢતી વાછરડીને જોઈને મગનભાઈનું હૈયુ દ્રવી ઊઠયુ.

બાજુમાં ઊભેલા શ્રી ખુશાલભાઇએ પત્રકારોને કહ્યુ : 'તમે ગુજરાતમાં ઘણું જોયું અને જાણ્યું, પણ મને લાગે છે કે તમે કશું જ જાણતા નથી ! તમે એક મોટી વાત જ જાણતા લાગતાં નથી !'

પત્રકારો ચમકયા.

ખુશાલભાઇ કેવો ધડાકો કરે છે !

અંતે ખુશાલભાઈએ કહી જ દીધું : 'આ વિનાશક પૂરમાં આપણા મગનભાઈના ખુદ ત્રણ સંતાનો તણાઈ ગયાં છે !'

પત્રકારોની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં.

છાપાના માણસોનાં કાગળ જેવાં હૈયાં ભીંજાઈ ગયાં !

પછી તો પત્રકારોએ મગનભાઈની માફી માંગી. સહાનુભૂતિ

વ્યક્ત કરી. જ્યાં હવે સદાયે વેદનાના પૂર રાત ને દિવસ ઘૂઘવ્યા કરે છે, તે હૈયાને તેમણે બિલકુલ ઓળખ્યું જ નહીં! તેમને થયું: 'કેવો મહાન માણસ! હું ખના ડુંગર પર ઊભો છે પણ તળેટીને એકેય પત્થર ફેંકીને ઘાયલ કરવાનું પસંદ કરતો નથી!'

## (૧૧૧) રેલના રણશૂરા સ્વ. પટેલ

રેલના રણશૂરા!

શ્રી ડાહ્યાભાઈ લાલભાઈ પટેલ

વલસાડ તાલુકાના ઉમરસાડી ગામના વતની

નવસારીની કોલેજમા બી એસ સી નો અભ્યાસ કરે

પૂર્ણા નદીમા પ્રચંડ પૂર આવતા ડાહ્યાભાઈએ મોત મુઠ્ઠીમા લઈને ત્રીસ શખ્સોના જાન બચાવી લીધા

ત્યા જ મોતની મુઠ્ઠી ઊઘડી ગઈ

અને મોત સગી ગયુ!

ડાહ્યાભાઈ સર્પદંશનો ભોગ બન્યા પાણીમા જ કામગીરી બજાવતા બજાવતા મૃત્યુને ભેટયા

બનાસકાંઠા સેવા સમાજ મંડળ તરફથી રૂપિયા એક હજારનો ચેક વડા પ્રધાન શ્રીમતી ઈન્દિરા ગાંધીના હસ્તે તેના કુટુંબીજનોને અર્પણ કરાયો હતો

નવસારીના વિદ્યાર્થીઓએ વડાપ્રધાન શ્રીમતી ઇન્દિરા ગાધીને એક નિવેદન સુપરત કરીને સ્વ. ડાહ્યાભાઈ પટેલને રાષ્ટ્રપ્રમુખનો સુવર્ણચંદ્રક અર્પણ કરી તેમનુ મરણોત્તર સન્માન કરવાની વિનતી કરી હતી

વળી આ સાહસ દરમ્યાન તેમને સહાય કરનાર કૉલેજ-મિત્ર શ્રી ઠાકોરભાઈ ટંડેલનું પણ સન્માન કરી તેમના અભ્યાસ માટે નાણાંકીય સહાય કરવા અરજ કરી હતી.

### (૧૧૨) ચેતવું જોઈશે

શ્રી કલ્યાણજીભાઈ વિ. મહેતા જણાવે છે :

નવસારી પાસેનો પુર્ણા નદી ઉપરનો વીરાવળ પુલ ધસડાઈ ગયો એની પહેલી ખબર પડી પાકિસ્તાનમાં !

આપણી સરકારને અને આપણી સમાચાર સંસ્થાઓને, રેડિયોને આ માહિતી મળી તે પહેલાં બાર કલાક અગાઉ પાકિસ્તાન રેડિયોએ તેની જાહેરાત કરી હતી !

એ શું સૂચવે છે ?

નવસારી નજીકમાં ક્યાંય પણ પાકિસ્તાનને સમાચારો પહોંચાડનારી કોઈ જાસૂસોની ટોળી હોવાની પૂરી શક્યતા છે.

### (૧૧૩) ગુજરાતના લોકોનો જુદો જ મિજાજ !

પંદર વિદ્યાર્થીઓની ટુકડી.

પુનાથી સુરત આવી.

'જ્ઞાન પ્રબોધિની' સંસ્થાના આ વિદ્યાર્થીઓ રેલે સર્જેલી પરિસ્થિતિનો અભ્યાસ અને સર્વે કરી જે કંઈ થઈ શકે તે રાહતકાર્ય કરવા માટે પ્રો. ભાસ્કર કીર્લોસ્કરની આગેવાની હેઠળ અહીં આવ્યા હતા.

એક મુલાકાતમાં વિદ્યાર્થીઓએ જણાવ્યું હતું કે આવી ભયંકર આપત્તિમાં સપડાયેલા હોવા છતાં લોકોનો જુસ્સો અને જોમ જોઈને અમે તાજુબ થયા છીએ. લોકો જાણે બધું

દુઃખ ભૂલી ગયા છે. મદદ મળી કે ન મળી તેની કશી ચિંતા કરતા નથી. તેઓ તો પોતપોતાના કામમાં લાગી ગયા છે.

કોયના ભૂકંપ વખતે પણ આ વિદ્યાર્થીઓ ત્યાં રાહતકામ માટે ગયા હતા. તે પ્રસંગ યાદ કરતાં તેમણે કહ્યું કે ત્યાં લોકો રાહત માટે પડાપડી કરતા, લોભ કરતા અને અસંતોષી દેખાતા.

જ્યારે અહીં તો લોકોનો કોઈ જુદો જ મિજાજ દેખાય છે.

## (૧૧૪) કુલ માનવખુવારી કેટલી હશે?

શ્રી હિતેન્દ્રભાઈ દેસાઈએ અમદાવાદમાં જણાવ્યું હતું કે દક્ષિણ ગુજરાતના પૂરગ્રસ્ત વિસ્તારમાં માનવ ખુવારીનો આંકડો કદાચ ચાર આંકડા સુધી પહોંચી જાય તો નવાઈ નહીં. હજી ઘણી માહિતીઓ મેળવવાની છે.

## (૧૧૫) યે મેરા ફર્ઝ હય

વડાપ્રધાન શ્રીમતી ઇંદિરા ગાંધી.

ભરૂચની મુલાકાતે આવ્યાં.

એક પત્રકારે જોયું કે શ્રીમતી ગાંધીને પગે કંઈ મુસીબત છે. પત્રકારે આ બાબત પ્રશ્ન કર્યો.

શ્રીમતી ગાંધીએ જવાબ આપ્યો :

'મેરા પૈર મુચકા ગયા હય, અભી ઠીક હય, થોડા થોડા દર્દ હોતા હય, મગર મૈં મેરી ફર્ઝ અદા કરને કે લીયે આઈ હું યે મેરા ફર્ઝ હય.'

*

## (૧૧૬) દેસાઈપોળ જૈન પેઢીની કામગીરી

સુરતની શ્રી દેસાઈપોળ જૈન પેઢીએ પૂરગ્રસ્તોને સહાય કરવા શહેરના વિવિધ ભાગોના ૨૭ સભ્યોની એક રેલ રાહત સમિતિની રચના કરી હતી.

મુંબઈ અને અન્ય સ્થળોએથી સહાય મોકલનારાઓને પેઢી માર્ગદર્શન આપતી હતી.

પેઢીના વહીવટકર્તા શ્રી ડાહ્યાભાઈ રતનજી સુંદર સેવાકાર્ય બજાવી રહ્યા છે.

## (૧૧૭) રેલ તસવીરોનું પ્રદર્શન

બારડોલીમાં ત્યાંની લાયન્સ કલબ યોજિત રેલ ફોટો પ્રદર્શનનું ઉદ્ઘાટન શ્રી કલ્યાણજીભાઈ પ્રભુભાઇ પટેલે કર્યું હતું.

આ પ્રદર્શનમા બારડોલીના તસવીરકારો શ્રી ભવાનભાઇ પટેલ તથા શ્રી ભીખુભાઇ પટેલે પાડેલી તસવીરો ઉપરાંત સુરતના અલ્ટ્રા સ્ટુડિયોવાળા શ્રી વિરંચી ત્રિવેદી, શ્રી ભરત રેશમવાળા, શ્રી દિનેશ ડૉકટર, શ્રી સનત ઝવેરી તથા નવસારી ફોટોગ્રાફર્સ એસોસિયેશન તરફથી મળેલી પૂરનાં દશ્યોની ચારસો તસવીરો પ્રદર્શિત કરવામા આવી હતી.

પ્રાધ્યાપક શ્રી રમણભાઇ પાઠકે પ્રસંગોચિત પ્રવચન કર્યું હતું. શ્રી નારણજીભાઈ ટીમરે સૌનો આભાર માન્યો હતો.

સૂરતના સારંગ સ્ટુડિયોએ પાડેલી તસવીરોનું એક પ્રદર્શન નવસારીમા ડો. ઠાકોરભાઈ રાણાને હસ્તે ખુલ્લું મુકાયું હતું.

## (૧૧૮) માનવતાનાં મંગલ દર્શન

સુરત જનરલ હોસ્પિટલ.

સામાન્ય રીતે હોસ્પિટલમાં બાર ડોકટરો અને ૬૩ નર્સો અને અન્ય સ્ટાફ મળીને કુલ ૧૧૯ વ્યક્તિઓનો સ્ટાફ કામ કરે છે.

પૂરનાં દિવસોમાં ઘણો ખરો સ્ટાફ તેમના વિસ્તારોમાં ઘેરાઈ ગયો હતો.

માત્ર જે ત્રણ ડોકટરો હોસ્પિટલમાં જ રહે છે તેઓ ડૉ. ભટ્ટ, ડૉ. શેલત અને ડૉ શ્રીમતી જયશ્રી જાગીરદાર હાજર હતા.

આ સિવાય અનુક્રમે બાર અને આઠ નર્સો હાજર રહેતી હતી. થોડાક બીજા કામદારો પણ આવતાં.

રેલના બે દિવસ દરમ્યાન ૧૭૭-૧૭૮ દરદીઓ હતાં.

છઠ્ઠી તારીખે જ્યારે રેલનાં પાણી શહેરના અનેક વિસ્તારોમાં ફરી વળ્યાં ત્યારે હોસ્પિટલમાં દરદીઓ અને તેમના સગાંઓ મળીને કુલ ચારસો જણ હતા.

એ બધાનાં ભોજનનો પ્રશ્ન ઊભો થયો.

આસપાસના વિસ્તારોમાંથી કશી રાહત મળે એમ નહોતું.

શું કરવું ?

હોસ્પિટલના પ્રમુખ શ્રી કનૈયાલાલ મોદીએ જોયું કે ચારસો જણ, આજે તેમનાં, જ અંગત, મહેમાન છે !

પણ, બજારમાંથી, કંઈ જ તાત્કાલિક મળી શકે એમ નહોતું !

તેમણે પોતાના ઘરે જે કંઈ દાળ, ચોખા, લોટ હતાં તે મંગાવીને રસોડું ચાલુ કરી દીધું ! રસોઈઓ પણ તેડાવ્યો તેલ, મરીમસાલાં બધું ઘેરથી આવી ગયું.

ક્યાંકથી દહીં પણ મળી ગયું.

અને ખીચડી. કઢી અને પૂરીનું ભોજન તૈયાર થઈ ગયું ! શ્રી મોદીએ બધા વોર્ડોમાં જાતે ફરીને સૌને જમાડયાં.

પાછળથી આ કાર્યમાં રમેશ બુકસેલર તથા શ્રી નાનુ-ભાઈ બુકસેલરે સહાય કરી હતી.

હોસ્પિટલમાં નહોતી વીજળીની બત્તીઓ કે નહોતું પાણી.

રેલ દરમ્યાન રૂસ્તમપરાની એક યુવતિને ઘેર પ્રસૂતિ થયા બાદ સતત રક્તસ્રાવ થતો હતો. કેમે કરી લોહી બંધ થાય નહીં. પૂરનાં પાણીમાં માર્ગ કરીને મહામુસીબતે આ બાઇને જનરલ હોસ્પિટલમાં લાવવામાં આવી.

ડાકટરોએ જોયું કે બાઈને લોહી આપવાની જરૂર હતી.

લોહી બહારથી મંગાવવું પડે.

મહામુસીબતે તે પણ મેળવી શકાયું.

બાઇને લોહી અપાયું અને તે બચી ગઈ.

આ સિવાય બીજા બે પ્રસૂતિના કેઇસોમાં ઓપરેશન કરવું પડે એવી સ્થિતિ હતી.

ઓપરેશન શી રીતે કરી શકાય ?

નહોતી વીજળી કે નહોતું પાણી.

ડૉ. શેલતે વિચાર્યું કે પેટ્રોમેક્ષથી કામ લેવું પડશે. પણ ત્યાં વળી એક બીજી ગૂંચ ઊભી થઈ.

ડૉ. શેલ્લન હવે ઓપરેશન વગર પ્રસૂતિ કરાવી શકાય એવા માર્ગો શોધવા લાગ્યા.

અંતે ચિપિયાનો આસરો તેમને જશ આપી ગયો.

બંને પ્રસૂતિઓ સફળતાપૂર્વક થઇ શકી. સૌને હૈયે શાંતિ થઈ.

બંને માતા અને તેમનાં બાળકો કુશળ છે.

સુરતમાં થોડા સમય પર અમેરિકન વિદ્યાર્થી ભાઈ–બહેનો આવેલાં. તેમને ગુજરાતમિત્ર પ્રેસમાં આવકાર આપતાં તંત્રી મંડળના સિનિયર સભ્ય શ્રી ઠાકોરભાઇ દેસાઈ પર હૃદયરોગનો ત્યાં જ હુમલો થયો હતો. પેલા વિદેશી વિદ્યાર્થી ભાઈબહેનો તરત જ તેમની સારવાર કરવા મંડી પડયાં. વિદ્યાર્થી ભાઈબહેનોએ માનવતાનાં મંગલ દર્શન કરાવ્યાં. તે પછી શ્રી ઠાકોરભાઈ દેસાઈ આજદિન સુધી સારવાર માટે જનરલ હૉસ્પિટલમાં જ છે. અને ત્યાં તેમને માનવતાનાં અનેક મંગલ દર્શન જોવાં મળ્યાં ! ઉપલાં પ્રસંગો તેમણે જ રજૂ કરેલાં છે.

## (૧૧૯) વિદ્યા, વિનય, સહકાર અને શ્રમ

વલસાડ કૉલેજના વિદ્યાર્થીઓ તેમના પ્રાધ્યાપકો અને પ્રિન્સીપાલ શ્રી આર. એ. સંઘવીની દોરવણી હેઠળ રાહત-કાર્યની વિવિધ પ્રવૃત્તિઓમાં મંડી પડયા છે.

૧૫મી ઑગસ્ટના શ્રમયજ્ઞમાં સુધરાઈપ્રમુખ શ્રી ફિરોજશા તથા અન્ય સુધરાઈ સભ્યો પણ જોડાયા હતા.

આચાર્યશ્રી સંઘવીની દોરવણી અને માર્ગદર્શન હેઠળ પ્રાધ્યાપકોએ કેટલાક વિદ્યાર્થીઓના સહકારથી વલસાડની

પૂર-નુકસાનની મોજણી એક જ દિવસમાં પૂરી કરી હતી

આ કાર્યમાં અર્થશાસ્ત્રના પ્રાધ્યાપકો પ્રો એસ એમ શાહ, પ્રો આર્ડ એસ દવે, તથા પ્રો બી જે ભાડુતીયા તથા કોમર્સના પ્રાધ્યાપકો પ્રો એન ડી ગાંધી, પ્રો જે ડી ગજ્જર, પ્રો પી ની ગયજીવાલા તથા પ્રો એચ ઓ. રાય જોડાયા હતા

## (૧૨૦) શહેરને હવે વધુ સુંદર બનાવજો !

મહાન પિતાની તેજસ્વી પુત્રી

શ્રીમતી ઇન્દિરા ગાંધી

પિતાના ગુણોની વારસદાર

ગુજરાતના પૂરપ્રલયના સમાચારો સાંભળીને તેનુ હૈયુ ય કંપી ઊઠયુ

ઇન્દિરા ગાંધી દોડી આવ્યા ગુજરાતમાં

સુરત, નવસારી, ભરૂચ અનેક સ્થળોએ ભારે હૈયે ઘૂમી વળ્યા પૂરે કરેલી તારાજી નજરોનજર જોઈ

ઓહ ! કેવડો મોટો વિનાશ !

છાપાની ધરતી પર જે જોયેલુ તે કરતા તો અહીં વાસ્તવિક ધરતીના દશ્યો કેટલા કરુણ છે !

ઇંદિરા ગાંધીએ સૂરતીજનોને કહ્યુ

'તમે જે હિંમતથી આ આફતનો સામનો કર્યો છે તે બદલ તમને ધન્યવાદ આપુ છુ. તમારી આફતમા હુ અને આખો દેશ સહભાગી છીએ હુ આશા રાખુ છુ કે બહારથી આવતી સહાય અને તમારી ખુદની તાકાત અને હિંમતથી

તમે આ ઐતિહાસિક શહેરને વધુ સુંદર અને સમૃદ્ધ બનાવી શકશો.

તમારી આ મુસીબતમાં કેન્દ્ર સરકાર શક્ય એટલી તમામ સહાય કરશે.'

## (૧૨૧) અદ્દભુત અને રોમાંચક અનુભવો

શહેરની પેલે પાર.

કુદરતી ઉપચારનું કેન્દ્ર આવેલું છે.

કંચનવીલા બંગલો! કુદરતના સાન્નિધ્યમાં આવેલું આ રમણીય સ્થળ પૂરનાં દિવસોમાં સતત યાદ આવતું હતું.

પૂર ઊતર્યાં કે અમે પહોંચી ગયા પેલે પાર.

કેન્દ્રના ડૉ. શ્રી ભોગીલાલ પી. ગાંધીએ સત્કાર કરતાં કહ્યું: પૂર ઊતર્યાં પછી જ બધા આવે છે! પણ હવે તો અહીં પ્રલયનાં દૃશ્યો જ જોવાનાં મળશે! કરોડો રૂપિયા ખરચતાં કુદરતનાં જે અપૂર્વ સૌન્દર્યદૃશ્યો (અલબત્ત કારમાં!) ક્યાંય જોવા ન મળે તે તમને સોમ, મંગળ, બુધ, ગુરુ જોવાનાં મળત!'

અને પછી તો ડૉક્ટરે રેલ વેળાના એ ચાર દિવસોનું જે વર્ણન કર્યું તે ઘણું અદ્દભુત અને રોમાંચક હતું!

સુમૂલ ડેરીવાળા શ્રી આશાભાઈ પટેલ અને તેમનાં પત્ની પણ રેલ વખતે કુદરતી ઉપચાર કેન્દ્રમાં હતાં. શ્રી આશાભાઈનાં પત્ની ત્યાં સારવાર હેઠળ હતાં.

ડૉક્ટર કહેતા: 'પૂરનાં ધસમસતા પ્રવાહમાં અમારો બંગલો જાણે તરતો હતો! આજુબાજુ વૃક્ષો પર આસરો લઈ રહેલા લોકો 'બચાવો....બચાવો'ની બૂમો પાડતા હતા!

હૃદય દ્રવી જતું હતું, પણ અમે ખુદ લાચાર હતા.

છાપરાંઓ પર કૂતરાઓ આમતેમ દોડતા, ને સતત ભસ્યા કરતા હતા! બંગલાના કમ્પાઉન્ડની નજીક સહેલીની વેલ છે. એના પર મોટો ચીત્રા સાપ બેસી રહ્યો હતો. એની જ સાથે વેલના ગુચ્છામાં ઉંદર અને ખીસકોલી પણ હતાં!

આફત સમયે બધા વેરઝેર ભૂલી ગયાં હતાં!'

પૂલને પેલે પાર ફરવા જાવ તો જરૂર કુદરતી ઉપચાર કેન્દ્રમાં જજો, અને ડોકટર સાહેબના મુખે સવિસ્તર વર્ણન સાંભળજો! અદ્‌ભુત નવલકથા કરતાં તમને વધુ રસ પડશે ત્યાંનું કુદરતી વાતાવરણ જ એવું છે કે તમને કોઈ અનેરી તાઝગી અને તંદુરસ્તીનો પણ અનુભવ થશે!

ડોકટરે અંતે કહ્યું:

'વિજ્ઞાનનાં સાધનો પૂરને અટકાવવા અસમર્થ નીવડયાં; પણ હવે આપણી પાસે જે કુદરતી સાધનો (ઉપચારો) છે— શ્રમ, ખુમારી અને તરવરાટ છે તે વડે આપણે નવું જીવન પ્રાપ્ત કરીએ!'

'રેલના રણશૂરાઓ' પુસ્તકનો બીજો ભાગ પ્રગટ કરવાની યોજના છે. બીજો ભાગ આપીશું તો ડોકટર સાહેબની વધુ વિગત રજૂ કરીશું.

## (૧૨૨) દયાળુ કોમ દ્રવી ઊઠી!

જૈન લોકો.

જીવદયા તો તેમની જ:

પૂર આવતાં શ્રાવક લોકોનાં હૈયાં દ્રવી ઊઠયાં. ગમે તે

કોમના નિરાધાર લોકોને આમતેમ રઘવાયા બનીને દોડતાં જોઈને તેઓ પોતે જ દુ:ખી બની ગયા !

ગોપીપુરા અને વડાચૌટામાં જૈન લોકોએ તાબડતોબ રસોડાં શરૂ કરી દીધાં.

બીજી રાહતો પણ આપવા માંડી.

વડાચૌટાના જૈન ઉપાશ્રયે શ્રી મોહનભાઈ બદામીની આગેવાની હેઠળ રસોડું શરૂ થઈ ગયું. ઘેરેઘેરથી જૈનબહેનો પુરી વણવા આવતી. કોરપોરેશન તો આ લોકોની રાહત પ્રવૃત્તિ જોઈને તાજુબ થઈ ગઈ

ગોપીપુરા ઉપાશ્રયના પૂ. આચાર્ય મહારાજશ્રી માણિક્ય સાગરસુરિજી, તથા વડાચૌટા ઉપાશ્રયના પૂ. આચાર્ય મહારાજ શ્રી વિજયકસ્તુરસુરિજી, નવાપુરા અપાસરાના પૂ ઉપાધ્યાય મહારાજ શ્રી ચંદ્રોદયવિજયજી તથા મોહનલાલજી ઉપાશ્રયના શ્રી ભકિતમુનિ મહારાજે જૈન લોકોને પ્રેરણા આપી નિરાધાર થઈ ગયેલા લોકોને તમામ રાહત આપવા પ્રતિબોધ કર્યો.

રાંદેરમાં પૂ. મહારાજશ્રી નંદિપણમુનિએ પણ કોઇપણ જાતના ભેદભાવ વિના વિશ્વબંધુત્વની ભાવના કેળવી લોકોને રાહતકાર્યમાં મંડી જવા ઉપદેશ આપ્યો.

મુંબઈ, પુના. અમદાવાદ, ઉત્તર ગુજરાત અને સૌરાષ્ટ્ર-દેશના ખુણેખુણેથી જૈન લોકો ટ્રકો ભરીને અનાજ, કપડાં ને બીજી વસ્તુઓ લઈને આવતા અને સુરત, ભરૂચ અને વલસાડ જિલ્લાના પુરગ્રસ્ત વિસ્તારોમાં વહેંચી જતા.

### (૧૨૩) સુધરાઈનું નામ સાર્થક કર્યું

૧૮મી ઓગસ્ટ ને રવિવાર.

સવારનો સમય.

શહેરનાં મ્યુનિ. કોરપોરેટરો શ્રમયજ્ઞ કરવા મેદાને પડ્યા.

આવી લાગ્યા લાલા લજપતરાય બાગ પાસે.

પચાસેક સભ્યોની આ ટુકડીમાં કેટલાક અધિકારીઓ તથા નાગરિકો પણ જોડાયા હતા.

બે–અઢી કલાક સુધી સભ્યો દુર્ગંધ મારતા કીચ્ચડને ઉલેચીને તગારામાં ભરતા અને ટ્રકોમાં ઠાલવતા.

એ પ્રસંગે રંગમાં આવી જઇને ડેપ્યુટી કમિશનર શ્રી પરમારે 'જસમા માટી થોડી તો ઉપાડ' ગાયું હતું, જે અન્ય સભ્યોએ ઝીલી લીધું હતું.

ડેપ્યુટી મેયર શ્રી ગીરધરલાલ શાહ, શ્રી પોપટભાઈ વ્યાસ, કમિશનર શ્રી નિમ્બાલકર, ડે. કમિશનર શ્રી પરમાર, મ્યુ. કોરપોરેટરો શ્રી સાકરચંદ સરૈયા, ડૉ. જગદીશ, શ્રી હુસેનીભાઈ બદરી, શ્રી જશવંત ચૌહાણ, હોમગાર્ડઝ કમાન્ડર શ્રી વસંત જરીવાલા, શ્રી શંભુભાઈ પટેલ, શ્રી કેશવ લીમખાચા શ્રી કુમુદ દાંતવાળા, ઉપરાંત સ્ત્રી સભ્યો શ્રી વત્સલાબહેન સુબેદાર, શ્રી પુષ્પાબહેન દવે, તથા શ્રી રમાબહેન માસ્તર વગેરે આ શ્રમ ટુકડીમાં જોડાયાં હતાં.

## (૧૨૪) અજબ છે તારી લીલા !

અમલસાડ ગામ.

પૂરથી બચવા પચાસેક શખ્સો વૃક્ષો પર ચઢી બેઠા હતાં.

તેમાં એક હતી સગર્ભા.

બાઈની સાથે તેનો પાંચ વર્ષનો પુત્ર પણ હતો.

ઘૂઘવતાં પૂરમાં એ છોકરો ક્યારેક ઝાડની પકડ છૂટી જતાં તણાઈ ગયો.

હાહાકાર મચી ગયો !

પેલી સગર્ભા સ્ત્રીને ત્યારેજ પ્રસૂતિની પીડા ઊપડી.

ઝાડ પર જ તેણે બીજા પુત્રને જન્મ આપ્યો.

પાણી ઊતરી જતાં બધાને સલામત સ્થળે ખસેડી લેવામાં આવ્યા.

## (૧૨૫) રોટરી રેલ રાહત સમિતિ

સૂરત ઉધનાની રોટરી કલબો અને ઈનર વ્હીલ કલબ, સૂરત તરફથી એક સંયુક્ત પૂર રાહત સમિતિ કામ કરી રહી છે.

કોઈ પણ દાતા રૂપિયા એકાવન ભરી એક 'રોટરી યુનિટ' આપી એક સંકટગ્રસ્ત કુટુંબને સહાય કરી શકે છે.

યુનિટમાં એક થાળી, ત્રણ વાડકી, એક પવાલું, એક તપેલી, એક ડબો, એક ધોતિયું, એક સાડી, એક ટુવાલ, અઢી કીલો અનાજ અને અડધો કીલો મસાલો અપાય છે.

## (૧૨૬) દુઃખના ડુંગરો તૂટી પડયાં

ભાંગ્યું ભાંગ્યું તોય ભરૂચ !

કહેવત છે કે વાતમાં ને વાતમાં લલ્લુભાઈએ ભરૂચ ગુમાવેલું ! પણ પૂરનો પ્રલય વાતોડિયો નહોતો ! ગુજરાતમાં તે બિલકુલ ચુપચાપ આવીને ઊભો ! વાતમાં એ ઝાઝો પડયો જ નહીં. એને તો જ્યાં જ્યાં આવવું હતું ત્યાં બરાબર ટાણે

આવીને ઊભો !

ભરૂચ એણે ગુમાવ્યું જ નહીં ! બરાબર પંજામાં લઈ લીધું !

અને ભરૂચ જિલ્લા પર દુઃખના ડુંગરો તૂટી પડયા !

ભરૂચની ખુવારીના સત્તાવાર આંકડા વિધાનસભામાં નીચે મુજબ રજુ થયા છે.

ભરૂચ જિલ્લામાં ૧૦૯ શખ્સો માર્યા ગયા છે. ૪૦૩ ગામોને પૂરની અસર પહોંચી છે. ૧૦૩૨૧ ઢોર નાશ પામ્યાં છે. ૮૭૬૬૭ એકર જમીન ધોવાઈ ગઈ છે.

## (૧૨૭) સેવાનાં નીર નીતારતાં હતાં !

શ્રમયજ્ઞ !

સેવાનાં નીર નીતારતાં નવસો જેટલાં ભાઈબહેનો સૂરત-રાંદેર માર્ગ પરનો કાદવ ઊલેચી રહ્યાં છે.

રંગબેરંગી સાડીઓ અને સલવાર–કમીઝમાં સજ્જ બહેનોએ પણ શ્રમયજ્ઞમાં ઝૂકાવ્યું છે.

સૂરત જિલ્લા પંચાયતના પ્રમુખ શ્રી ઝીણાભાઈ દરજી અને શિક્ષણ સમિતિના ચેરમેન શ્રી અલ્લુશાહની આગેવાની હેઠળ હજારેક માણસોએ તાપીનાં પૂરે બંધ કરી દીધેલો સુરત–રાંદેરનો માર્ગ ખુલ્લો કરી દીધો હતો.

રાંદેર–અડાજણના અનેક સામાજિક કાર્યકર ભાઈબહેનો આ યજ્ઞમાં સામેલ હતાં.

શ્રી ઝીણાભાઈનાં પત્ની, જિલ્લા ડે. પો. સુપ્રિ શ્રી વ્યાસનાં પત્ની, ઈજનેર શ્રી મેથ્યુનાં પત્ની તથા વાલોડના શ્રી પ્રબોધ જોષી પણ આ શ્રમયજ્ઞમાં જોડાયાં હતાં.

ધૂધવતાં પૂરમાં એ છોકરો ક્યારેક ઝાડની પકડ છૂટી જતાં તણાઈ ગયો.

હાહાકાર મચી ગયો !

પેલી સગર્ભા સ્ત્રીને ત્યારેજ પ્રસૂતિની પીડા ઊપડી.

ઝાડ પર જ તેણે બીજા પુત્રને જન્મ આપ્યો.

પાણી ઊતરી જતાં બધાને સલામત સ્થળે ખસેડી લેવામાં આવ્યા.

## (૧૨૫) રોટરી રેલ રાહત સમિતિ

સૂરત ઉધનાની રોટરી કલબો અને ઇનર વ્હીલ કલબ, સૂરત તરફથી એક સંયુક્ત પૂર રાહત સમિતિ કામ કરી રહી છે.

કોઈ પણ દાતા રૂપિયા એકાવન ભરી એક 'રોટરી યુનિટ' આપી એક સંકટગ્રસ્ત કુટુંબને સહાય કરી શકે છે.

યુનિટમાં એક થાળી, ત્રણ વાડકી, એક પવાલું, એક તપેલી, એક ડબો, એક ધોતિયું, એક સાડી, એક ટુવાલ, અઢી કીલો અનાજ અને અડધો કીલો મસાલો અપાય છે.

## (૧૨૬) દુ:ખના ડુંગરો તૂટી પડયાં

ભાંગ્યું ભાગ્યું તોય ભરૂચ !

કહેવત છે કે વાતમાં ને વાતમાં લલ્લુભાઈએ ભરૂચ ગુમાવેલું ! પણ પૂરનો પ્રલય વાતોડિયો નહોતો ! ગુજરાતમાં તે બિલકુલ ચુપચાપ આવીને ઊભો ! વાતમાં એ ઝાઝો પડયો જ નહીં. એને તો જ્યાં જ્યાં આવવું હતું ત્યાં બરાબર ટાણે

આવીને ઊભો !

ભરૂચ એણે ગુમાવ્યું જ નહીં ! બરાબર પંજામાં લઈ લીધું !

અને ભરૂચ જિલ્લા પર દુઃખના ડુંગરો તૂટી પડયા !

ભરૂચની ખુવારીના સત્તાવાર આંકડા વિધાનસભામાં નીચે મુજબ રજુ થયા છે.

ભરૂચ જિલ્લામાં ૧૦૯ શખ્સો માર્યા ગયા છે. ૪૦૩ ગામોને પૂરની અસર પહોંચી છે. ૧૦૩૨૧ ઢોર નાશ પામ્યાં છે. ૮૭૬૬૭ એકર જમીન ધોવાઈ ગઈ છે.

## (૧૨૭) સેવાનાં નીર નીતારતાં હતાં !

શ્રમયજ્ઞ !

સેવાનાં નીર નીતારતાં નવસો જેટલાં ભાઈબહેનો સૂરત-રાંદેર માર્ગ પરનો કાદવ ઊલેચી રહ્યાં છે.

રંગબેરંગી સાડીઓ અને સલવાર-કમીઝમાં સજ્જ બહેનોએ પણ શ્રમયજ્ઞનાં ઝૂકાવ્યું છે.

સુરત જિલ્લા પંચાયતના પ્રમુખ શ્રી ઝીણાભાઈ દરજી અને શિક્ષણ સમિતિના ચેરમેન શ્રી અલ્લુશાહની આગેવાની હેઠળ હજારેક માણસોએ તાપીનાં પૂરે બંધ કરી દીધેલો સુરત-રાંદેરનો માર્ગ ખુલ્લો કરી દીધો હતો.

રાંદેર-અડાજણના અનેક સામાજિક કાર્યકર ભાઈબહેનો આ યજ્ઞમાં સામેલ હતાં.

શ્રી ઝીણાભાઈનાં પત્ની, જિલ્લા ડે. પો. સુપ્રિ. શ્રી વ્યાસનાં પત્ની, ઈજનેર શ્રી મેથ્યુનાં પત્ની તથા વાલોડના શ્રી પ્રબોધ જોષી પણ આ શ્રમયજ્ઞમાં જોડાયાં હતાં.

## (૧૨૮) ઉમદા અમદાવાદ !

અમદાવાદ ?

હા જી, એ જ અમદાવાદની વાત છે.

તાપી–નર્મદાનાં વિનાશક–પૂરનાં સમાચારોથી કોણ જાણે કેમ કરકસરિયું અમદાવાદ પણ દ્રવી ઊઠયું !

પુરગ્રસ્તોની વહારે ચડવાનો અનહદ નાદ જાગ્યો.

અને લોકો ખાદ્યસામગ્રીઓ લઇને કોંગ્રેસ ભવન તરફ દોડવા લાગ્યા.

શહેર કોંગ્રેસનું કાર્યાલય ધમધમી ઊઠયું !

વેપારી મહાજનો દોડી આવ્યાં. થોકે થોકે કાર્યકરો આવ્યા. વિદ્યાર્થીઓ આવ્યા. મહિલાઓ આવી અને નાનાં નાનાં ભૂલકાંઓ પણ આવ્યાં.

લત્તે લત્તે બહેનોએ મરી–મસાલાની પૂરીઓ તૈયાર કરવા માંડી.

શહેરભરમાંથી ખાદ્યસામગ્રીઓ કોંગ્રેસ ભવનમાં ઠલવાવા માંડી.

શહેર કોંગ્રેસના પ્રમુખ શ્રી જમનાશંકર પંડયા રાત ને દિવસ સ્વયંસેવકો સાથે ફૂડપેકેટો તૈયાર કરવાના કામમાં પરોવાઈ ગયા હતા.

ઠેરઠેર રાહતફાળાઓ શરૂ થઇ ગયા હતા એક મોટું સરઘસ નીકળ્યું. 'સૂરત–ભરૂચ હમારા હૈ !' ના બુલંદ નાદ ગજવતા અમદાવાદીઓએ પુરવાર કરી આપ્યું કે અમદાવાદ કેટલું ઉમદા !

કોઈએ કહ્યું કે સુરતીઓ મોટરમાર્ગે દોડી આવ્યા પણ અમદાવાદીઓ આસમાને ઊડી આવ્યા !

★



## પડકારની પ્રેરણા !



પ્રકૃતિ અને માનવ એક બીજાને પડકારતા જ આવ્યા છે બેઉ વચ્ચેનું દ્વંદ્વ યુદ્ધ ચાલુ જ છે. નથી પ્રકૃતિ હારી કે નથી માનવી હાર્યો રેલ, ધરતીકંપ, હિમપ્રપાત, સાગરી તુફાન, જ્વાળામુખીના ધડાકાભડાકાથી વેરાતા વિનાશ વચ્ચેય માનવી પ્રકૃતિને પડકારતો જ રહ્યો છે કોઈ કોઈ વાર રૌદ્ર રૂપ ધારણ કરી વિનાશ વેરવાની પ્રકૃતિની ધૂન કે મનસાને માણસ સમજી ગયો છે અને પોતાને પડકારતા રહી ઉન્નત મસ્તકે ઊભવાની માનવ જગતની અડગ અસીમ શક્તિને પ્રકૃતિ પણ પામી ગઈ છે

રેલ અને આગના વિનાશ સુરત શહેર માટે નવા નથી તાપી વરસે બે વરસે કે પાંચ વરસે ચીફરતી જ રહી છે અને સુરતની રોળાતી ખંડિત થતી સુરત રોનકદાર ને રૂમડી બનતી ગઈ છે એ પણ હકીકત છે એ જ તાપી અને એ જ માનવી! બેઉના મૂળગત સ્વભાવનું આ પુસ્તકમાં દર્શન થાય છે

આવી કુદરતી આફતો ઉપરાંત માનવસર્જિત યુદ્ધ જેવી આફતો ય આવે છે જગતના અનેક રાષ્ટ્રો યુદ્ધમાં ભાંગી ભુક્કો થઈ બેઠા થયા છે આપણે યુદ્ધની ધૂમ જ જીરવ્યું અને ભયાનક પ્રલયશક્તિનો અનુભવ કર્યો નથી એ વિનાશમાં તો માનવી માનવીને બરબાદ કરે ના, પીંખી પીંખીને મારી નાખવાને સામે ધસે છે સામાને ખતમ કરવો એ જ એનો હેતુ હોય છે ત્યારે બચાવનારું, રાહત આપનારું, નાસવાની કે સંતાઈ જવાની સગવડ આપનારું કોઈ હોતું નથી સૌ પોતપોતાની રીતે જે ભીંસણુ ને કપરી સ્થિતિમાં મુકાયા હોય તેવા જીવે છે ને રાષ્ટ્રને ઉગારવાનો પ્રયત્ન કરે છે—મરજીવા બની ઝૂમે છે આ પુસ્તકમાં અપાયેલ રેલ વિનાશની કડીબદ્ધ વિગતો અને સમસ્ત માનવસર્જિત વિનાશની કલ્પના, એ

## જાનની બાજી લગાવી

કઠોરના શ્રી અહમદ ઘરમાહ? કોળીઆએ રેલગ્રસ્ત વિસ્તારોમા ઘૂમીને પાચસો માણુસોને હોડી દ્વારા સલામત સ્થળે ખસેડ્યા હતા. શ્રી અહમદભાઈનુ ઘર અને હોડી બને રેલમા નાશ પામ્યાં છે. છતા તેનો તેમને અફસોસ નથી.



## ૧૮૦ માણુસોને બચાવી લીધા

ભરૂચ જિલ્લાના નાંદોદ ગામના પચ યુવાન સાહસિકો (૧) શ્રી હીરાભાઈ ખોડાભાઈ રસાના (૨) શ્રી મગુભાઈ જેસગભાઈ (૩ શ્રી સોમાભાઈ રાયજીભાઈ (૪) શ્રી દેવજીભાઈ છીતાભાઈ અને (૫) નરોત્તમભાઈ લાલભાઈએ રેલ વખતે ૧૮૦ જેટલા માણુસોને ઉગારી લીધા હતા.



ઉકાઈ બધ બાધવામા હવે સુધારેલા અદાજો મુજબ આસરે ૧૦૦ કરોડનો ખર્ચ થનાર છે

૧૯૬૮ની માત્ર તાપી નદીના રેલના પાણીને લીધે ૭૪ એક અબજનું નુકસાન થયુ છે. આમ જો ઉકાઈ બધ બધાઈ ગયો હોત અને રેલનાં પાણી પર નિયત્રણ થઈ શકયુ હોત તો એમ કહી શકાત કે ઉકાઈ બધ વિના મૂલ્યે બધાયો છે



–શ્રી ઠાકોરભાઈ દેસાઈ

તબાહી અને બરબાદીમાંથી બેઠા થઈ ફરીથી નવસર્જન કરવાનુ મહાભારત કામ પચાયતોએ અને પચાયતોના નાના મોટા કાર્યકરોએ કરવાનુ છે

–શ્રી હુકુમત દેસાઈ

# એવી છે એકતા ભારતની

રાષ્ટ્રપતિ ડૉ. ઝાકીરહુસેને ગુજરાત રાજ્યના મુખ્ય પ્રધાન શ્રી હિતેન્દ્રભાઈ દેસાઈ પર પાઠવેલા એક પત્રમાં જણાવ્યું છે :

'ગુજરાત પરની આ આફતે આપણને એક બોધપાઠ શીખવ્યો છે. અને તે છે ભારતની એકતાનો. એના એક પણ ભાગને ઈજા પહોંચે તો બીજા ભાગો પણ એ સંવેદના અનુભવે છે. દેશના એક ભાગની આફત સમગ્ર દેશ અનુભવી રહ્યો છે.

તમારાં નેતૃત્વ હેઠળ સમગ્ર ગુજરાતની પ્રજા આફતનો બહાદુરીથી સામનો કરી રહી છે અને આફતગ્રસ્તોની વહારે ધાઈ છે તે અભૂતપૂર્વ છે.

તમે ખાત્રી રાખશો કે ગુજરાતને મદદ કરવાના અમારા કાર્યમાં અમે કશી મણા નહીં રાખીએ'

*

ભૂલશો નહીં !

શહેરમાં રાહત, સફાઇ અને બીજાં કામો પાર પાડવાનાં હતાં. સાધનોની મુશ્કેલી હતી. છતાં કોર્પોરેશનના અધિકારીઓ, અધ્યક્ષોએ મન મૂકીને, ઉજાગરા અને ભૂખ વેઠીને કામ પાર પાડ્યું છે તેની નોંધ લેવાવી જોઈએ.

—શ્રી પોપટભાઈ વ્યાસ

*

રેલતણાં કાદવની વચ્ચે,
ગંધાતા મુડદાંની વચ્ચે,
બેહાલ બનેલી સૃષ્ટિ વચ્ચે
માનવતાનું પદમ હસે છે !

—ભૂપેન્દ્ર હા. વકીલ

# એક હજાર વરસનું પુણ્ય

હજારો બાળકોને સહાય માટે દોડી આવ્યા ભાઈ જમનાદાસ પડખા રાત ને દહાડો એક કર્મયોગીની જેમ તેવી રીતે અમદાવાદમાં ખાદ્ય પદાર્થોના ટ્રક ને ટ્રક મોકલતા ગયા.

હું ધારું છું કે ભાઈ જમનાદાસે આ કાર્ય કરી એક હજાર વર્ષનાં પુણ્યનો સંચય કર્યો છે. આ સંકટમાં એમની શક્તિ સોળે કળાએ ખીલી ઊઠેલી મેં જેના ઘણાઓએ નજરે જોઈ.

હું માનું છું કે કોઈ નવ્ય કવિ આ મહાપૂર ઉપર જો મહાકાવ્ય સર્જે તો જમનાદાસને એક અવિશ્રાન્ત યોદ્ધા તરીકે ન વીસરે.

—શ્રી યશોધર મહેતા

*

અમદાવાદ રુવે છે
સુરત–ભરૂચના ગમ પર
લોકોના આંસુડે પણ આંસુઓ આંખની અમાનત છે એમ માનીને
અમદાવાદ નગરીના બે રૂપ છે
નનામી અને ફુવારી.

પણ એના બન્ને રૂપમાં છુપાયેલી અભીગત કોઈથી છાની નથી. કોમ્રેમ ભવનમાં ખડકાયેલા વસ્ત્રોના ઢગમાં એની આ નનામી અને ફુવારી રીતે અકબંધ ઝીલાયા છે.

ઘેર આવેલા મહેમાનને માત્ર પાણી કે ચા પાઈને પાછા વળાતા હલકી મથરાવટીવાળા અમદાવાદે એના પરનું આ આળ ખોટું હોવાની સજ્જડ દલીલ પેશ કરી છે.

—‘મહેશ’

*

સુરતમાં રેડિયોસ્ટેશનની કેટલી આવશ્યકતા છે તે હવે સ્પષ્ટ થયું છે.

—શ્રી ભગવતીકુમાર શર્મા

*